

# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨

અંક ૩
શ્રીયોગિની
એકાદશી
વ્રત

જેઠ વદ
૧૧, ૨૦૬૫



*राग सारंग*

ऐसौ पूत काहू नहि जायौ ।।
जेसौ रानी तेरौ ढ़ोटा भाग्य बड़े तें पायौ ।। १ ।।
जाको अंत न पावे कोऊ, सो तेरे घर बैठै ही आयौ ।।
वृन्दावनको चंद प्रगट भयौ, जान्यौ ताही जनायौ ।। २ ।।

**અનુક્રમણિકા**



*શ્રીગોકુલેશ પાઠશાળા*





।। શ્રીગોકુલેશો જયતિ ।।

## તાત તણો પ્રતિબિંબ રે રસના

# શ્રીરસિક રસ ચરિત્ર

### નિવેદન

**શ્રીગોકુલકો નાથ, શ્રીવ્રજમેં કરત વિહાર;**

**નિજ-જન કો વરન કારન, લિયો ભૂતલ પ્રાકટ્ય ઉપહાર. ૧**

**શ્રીગોકુલેશ હી એક નામ, જો સુખ દે સદા અપાર;**

**ઐસે સુખ સાગર શ્રીરાયજું, રાખે સદા શ્રીચરણ નિરાધાર. ૨**

**પુરાણ કિયો પ્રકાશ, યહ સ્વરૂપ કરે શ્રીવ્રજ વાસ;**

**દાસગોપાલ કે શ્રીરાયપ્રભુ, રાખો શ્રીચરણ પાસ નિર્ધાર. ૩**

એક સમય જન્માષ્ટમી સમયે એવો પ્રસંગ બન્યો. શ્રીગુસાંઇજીના એક સેવક અને બાદશાહ અકબરના દરબારના રત્ન એવા બીરબલ, જન્માષ્ટમી સમય ટોડરમલ સાથે મથુરા આવ્યા. ટોડરમલ શ્રીગુસાંઇજીની આજ્ઞાનુસાર પોતાનું જીવન વ્યતિત કરવા હર-હમેશ તત્પર રહેતા, જ્યારે બીરબલ શ્રીગુસાંઇજીને અંતરથી અનુસરતો નહીં. જન્માષ્ટમીના દિવસે બીરબલ પાન ખાતો ખાતો ટોડરમલ પાસે આવ્યો, ત્યારે ટોડરમલએ બીરબલને પૂછ્યું કે તમે આજે વ્રત (ઉપવાસ) નથી કર્યો? આજે તો જન્માષ્ટમી છે? ત્યારે બીરબલે જવાબ આપ્યો કે મેં તો ગઈકાલે વ્રત કર્યું હતું. રાજા ટોડરમલે આશ્ચર્ય પામી ફરી પૂછ્યું તમે તો શ્રીગુસાંઇજીના માર્ગના સેવક છો, અને એમના સેવક હોવાથી શ્રીગુસાંઇજીને અનુસરવું જોઇએ, તો પછી આજે શ્રીગુસાંઇજીના ઘરે જન્માષ્ટમી ઉત્સવ છે, તો વ્રતતો આજે હોય તો પછી તમે ગઇ કાલે વ્રત કેમ કર્યુ? બીરબલ કહે છે કે પંડીતોએ નિર્ણય કર્યો તે ઉપરથી અમે ગઇકાલે વ્રત કર્યુ હતું. રાજા કહે છે કે શ્રીગુસાંઇજીના ઘરના વગર સમજે આજે વ્રત ના જ કરે. બીરબલ કહે છે કે વગર સમજે તેઓએ આજે વ્રત કર્યું હશે.

ટોડરમલ કહે છે કે શ્રીગુસાંઇજી તો ઈશ્વર છે, વળી તેઓ શાસ્ત્રો જાણે છે. મોટા મોટા પંડિતો તેમને ઘરે હોય છે, તેથી વિના સમજે તેઓએ આજ વ્રત કર્યુ તેમ માનવું યોગ્ય નથી. માટે આજે જ શ્રીગુસાંઇજીને ત્યાં બધા મળીને નિર્ણય કરવો જોઇએ.

પછી રાજા બીરબલે પોતાનો એક દીકરો તથા પંડિત મોકલી સભામાં જન્માષ્ટમી નિર્ણય માટે પંડિતોને કમલાકર ભટ્ટને ત્યાં બોલાવ્યા. રાજા ટોડરમલે પણ પોતાના માણસ શ્રીગુસાંઈજીને ત્યાં બોલાવવા મોકલ્યાં. પણ શ્રીગુસાંઇજી તો શ્રીગોવર્ધન બીરાજતા હતા. શ્રીગિરધરજી કાંઇ નિર્ણય નથી કરી શકતાં. શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ કહે છે કે સભામાં જવું જોઈએ. પછી શ્રીગિરધરજી અને શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુએ શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર સેવક, વડનગરના બ્રાહ્મણ દામોદરદાસ ઝા ને સાથે લઇ સભામાં જાય છે અને ઉત્તર પ્રતિઉત્તર, શાસ્ત્રોના વચનોનો આધાર વગેરેનો સહારો આપી શ્રીદાદાજીની જીત થાય છે અને ઉધ્યાત વ્રત કરવું તેવો નિર્ણય સભામાં માન્ય રહ્યો છે.

હવે શાસ્ત્રાર્થ શરૂ થયો એટલે પ્રબોધ સરસ્વતી સન્યાસીએ પ્રશ્ન પુછ્યો કે -

પ્રબોધ સરસ્વતી તબ બોલ્યો, આજ ક્યોં કીનો વ્રતજી ?
ક્યાંહાંની સંમતને અનુસરે, કોન મત સાંપ્રત્યજી ? ૧૭૨
હમતો કછુ બોલે નાહીં, તબ ઝાને ઉત્તર દીનોજી,
તુમ જો કાલ કીયો વ્રત સોં, કાકે મત ઉપર કીનોજી ? ૧૭૩
તબ પ્રબોધ સરસ્વતી યોં બોલ્યો છાંડે સબકી કાંનજી,
માધવાચાર્ય કો મત હે, સો પ્રમાણ વા અપ્રમાણજી. ૧૭૪

આ વખતે પ્રબોધ સરસ્વતીએ શાસ્ત્રવચન ન કહેતાં કહ્યું કે *શ્રીમધ્વાચાર્યજીના મત થી મેં જન્માષ્ટમી વ્રતનો નિર્ણય કર્યો છે તે પ્રમાણે ખરો કે નહીં ?*

ત્યારે દામોદર ઝાએ ઉત્તર આપ્યો કે *શ્રીમધ્વાચાર્યજીના મત પ્રમાણે મામાની દીકરી પરણવી યોગ્ય છે, પણ આજે કોઈ ભાણેજ મામાની દીકરી-બહેનને કેમ પરણતા નથી ? તેથી મધ્વાચાર્યજીનો મત શાસ્ત્ર પ્રમાણે હોય તો પ્રમાણ ગણાય નહીંતર નહિં ?*

શ્રીઆચાર્યજી સાંમર્થ્યે ઝાને સન્યાસી સમુજાયોજી,
યુક્તિ કહી ઉનહી કે મતકી વાકું ઉત્તર નાયોજી. ૧૭૫
માધવાચાર્ય મતે કહ્યું છે માતુલ કન્યા લેવીજી,
તે કો આજ કાં નથી કરતાં એ સંમત ક્યાંહાં દેવીજી ? ૧૭૬

તે માટે માધવાચાર્ય મત પ્રમાણ અપ્રમાણજી.

શાસ્ત્ર વિચાર બલાબલ જોતાં થાએ તે પ્રમાણજી. ૧૭૭

પછી દામોદર ઝા વૈષ્ણવ પંડિત જન્માષ્ટમી વ્રત ક્યારે કરવું તેનાં શાસ્ત્ર વચન કહેવા લાગ્યા. એક સેવક દ્વારા નિરૂત્તર સૌ વાદીઓને કર્યા. દિગ્વિજય કર્યો, અને સૌના ગર્વને હરી લીધા. આપણને પ્રશ્ન એમ પણ થાય કે આ શાસ્ત્રાર્થમાં શ્રીદાદાજી એ સ્વયં ન કરી ને એક સેવક-વૈષ્ણવ પાસે કેમ કરાવ્યો ? તેના ૬ કારણ એ છે જે ભક્ત કવિ બતાવી રહ્યા છે:-

૧. શ્રીદાદાજીને તોલે કોઇ ન આવી શકે.

૨. શ્રીદાદાજીના સન્મુખ બોલવાનું સામર્થ્ય નથી.

૩. શ્રીદાદાજી તો સ્વયં શ્રીપ્રભુ છે, અને જે ભગવદ્ પક્ષ નથી જાણતા, તેમનાથી સંભાષણ શું કરવું ?

૪. સામે વાદી સન્યાસી છે, અને આપશ્રી ગૃહસ્થ છે. અને ગૃહસ્થે કદી સન્યાસી જોડે સંભાષણ ન કરવું. માટે પોતે વાદ ન કર્યો.

૫. અને સન્યાસી તો બ્રાહ્મણ છે, અને બ્રાહ્મણનું વધ કરવું, તે શાસ્ત્ર અપરાધ છે. ભલે તે અશસ્ત્ર વધ હોય, કારણ કે જો સંભાષણ-વાદમાં સન્યાસી બ્રાહ્મણ હારે તો તેનો અશસ્ત્ર વધ સમાન છે.

૬. અને જે શરણાગત બીરબલ છે, તેને દંડ દેવા, કારણ કે તે શરણાગત છે, સેવક છે તેથી તેનો અપરાધ ટાળવા માટે સ્વયં વાદ ન કર્યો.

આમ હજારો રાજા રાણા પંડિતો વિદ્વાનો અને સામાન્ય જનતાની મોટી સભામાં શ્રીગોકુલેશપ્રભુએ જન્માષ્ટમી વ્રત નિર્ણય કરાવ્યો અને સર્વત્ર શ્રીગુસાંઇજીના ઘરનો જય જયકાર બોલાવ્યો. એવામાં થોડા સમયમાં શ્રીગુસાંઇજી શ્રીગોવર્ધનથી પધાર્યા ને આ બધી વાત સાંભળીને પોતે પ્રસન્ન થયા અને ભવિષ્યમાં આવો કોઇ પ્રસંગ ઊભો ન થાય તે માટે **જન્માષ્ટમી નિર્ણય** નામક ગ્રંથની આપશ્રીએ રચના કરી.

આ પ્રમાણે મહાચતુર, રસિક-શિરોમણી, ભક્તવત્સલ, માર્ગપ્રવર્તક પોતાના સેવકો દ્વારા પણ કાર્ય-સિદ્ધ કરાવે છે. અને માર્ગની લાજ રાખે છે. આપશ્રીના આવા અલૌકિક પ્રસંગોને અનેક ભક્ત-કવિઓએ કાવ્ય-પદ્ય સ્વરૂપે અનેક લીલાઓને પ્રકટ કરી છે. સાથેજ શ્રીમહાપ્રભુજીના અને શ્રીગુસાંઇજીના કૃપાપાત્ર એવા અષ્ટસખાઓનો ઉલ્લેખ આપણે જો ન કરીએ તો આપણે માર્ગ પ્રત્યે નિષ્ઠાહીનતા સેવીએ છીએ. આઓ ! આજે આપણે એવાજ એક ભક્તકવિ, અષ્ટસખામાંના પ્રથમ કવિ સૂરદાસજી વિશે થોડુંક જાણીએ, અને સમજવાનો પ્રયાસ કરીએ. માર્ગની આજ વિલક્ષણતા છે, જે હૃદય-સ્ફૂર્ણા આપને ગદ્ય-સ્વરૂપે પ્રકટ કરવામાં અસમર્થ બની જઇએ, તે લીલા-ચરિત્રોને આવા ભક્તો પોતાના ઉત્કટ ભાવને કારણે જે કૃપા પ્રાપ્ત થઇ તેને આ સર્વે કાવ્ય-

પદ્ય સ્વરૂપે પ્રકટ કરી આપણા આજના આધુનિક સેવકો માટે ઘણી મોટી કૃપા કરી છે. આવા ભક્તોએ તો સાક્ષાત્ લીલાના દર્શન પ્રાપ્ત કર્યાં છે, પણ આપણે તેજ ભક્તોના પદોને અનુસરી યત્કિંચિત લીલાના દર્શન પ્રાપ્ત કરવાનો પ્રયાસ કરીએ. તો ચાલો! આપણે હવે શ્રીમહાપ્રભુજીના કૃપાપાત્ર એવા સૂરદાસજી વિશે જાણીએ.

**સૂરદાસજી** :- આમતો સૂરદાસજી સારસ્વત બ્રાહ્મણ હતા, દિલ્હીની પાસે સિંહી ગામમાં રહેતાં. અને જ્યાં રાજા પરિક્ષિતના બેટા જન્મે તેજ ગામમાં આમનો જન્મ થયો. સૂરદાસજી એક સારસ્વત બ્રાહ્મણને ત્યાં જન્મ્યા. તે સૂરદાસજી જન્મથી જ નેત્ર ન હતા. તેમજ નેત્રોનો આકાર ઉપસેલો ભાવ કાંઇ નથી. ઉપર ભ્રમર માત્ર હતી. ઘરમાં બહુ નિષ્કિંચન. સૂરદાસજી પહેલા તેમને ત્રણ ભાઈઓ હતા.

એક સમયની વાત છે, સૂરદાસજી ગઉઘાટ પર રહેતા, ત્યારે કેટલાક દિવસ પછી શ્રીમહાપ્રભુજી પોતે અડેલથી વ્રજમાં પધારતા હતા, ત્યારે કેટલાક દિવસમાં આપ ગઉઘાટ પધાર્યા. તે સમયે શ્રીમહાપ્રભુજીની સાથે સેવકોનો મોટો સમાજ હતો. બધાં સેવક-વૈષ્ણવો સહિત શ્રીમહાપ્રભુજી પોતે શ્રીયમુનાજીમાં સ્નાન કર્યું. ત્યાર પછી સંધ્યા-વંદન કરી પાક-સામગ્રી સિદ્ધ કરવાને આપ પધાર્યા, અને સેવકો પણ બધા પોત-પોતાની રસોઇ કરવા લાગ્યાં. તે સમયે એક સેવક સુરદાસને ત્યાં આવ્યો. તેણે જઈને સૂરદાસજીને ખબર કરીકે સૂરદાસજી! અહીં આજે શ્રીમહાપ્રભુજી પધાર્યા છે, જેમણે કાશીમાં તથા દક્ષિણમાં માયાવાદનું ખંડન કરી ભક્તિમાર્ગનું સ્થઅપન કર્યું. એ સાંભળી સૂરદાસજી પોતાના સેવકોને કહ્યું કે જ્યારે શ્રીમહાપ્રભુજી ભોજન કરીને નિશ્ચિંતતાથી ગાદી-તકિયે બિરાજે, તે સમયે અમને ખબર કરજે. હું શ્રીમહાપ્રભુજીના દર્શને ચાલીશ. એટલે એક સેવક શ્રીમહાપ્રભુજીના મુકામ દૂર આવીને ઊભો રહ્યો. પછી જ્યારે શ્રીમહાપ્રભુજી આપ ભોજન કરીને નિશ્ચિંતતાથી ગાદી-તકિયે બિરાજ્યાં, ત્યારે તે સેવકે સૂરદાસજી પાસે આવીને ખબર કરી. એટલે સૂરદાસજી તેજ સમયે પોતાની સાથે પોતાના બધા સેવકોને લઈ શ્રીમહાપ્રભુજીના દર્શને આવ્યા. ત્યાં આવીને શ્રીમહાપ્રભુજીને સાષ્ટાંગ દંડવત્ કર્યાં ત્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીમુખે આજ્ઞા કરી સુર! અબ તુ આયો, કછુ ભગવદ્ યશકૌ વર્ણન કર. ત્યારે સૂરદાસજીએ દંડવત્ કર્યા અને કહ્યું મહારાજ! જેવી આજ્ઞા. પછી તે સૂરદાસજીએ આ પદ શ્રીમહાપ્રભુજી સન્મુખ ગાયું,

રાગ ધનાશ્રી :- હોં હરિ સબ પતિતનકો નાયક ।

કો કરિ શકે બરાબરિ મેરી ઈતે માનકી લાયક ।। ૧ ।।

જો તુમ અજામિલ સોં કીની, સો પાતી લિખ પાઊં ।।

હોય વિશ્વાસ ભલો વિજય અપને ઔર પતિત બુલાઊં।। ૨ ।।

સિમિટ જહાં તહાં તેં સબ કોઇ આઈ જરે ઈકઠોર ।।





અબકે ઈતને ઔર મિલાઉં બેર દુસરી ઔર ।। ૩ ।।

હોકા હોડી મન હુલાસ કરિ, કરે પાપ ભરિ પેટા ।।

સબકોં લે પાયન તરિ પારો કરી હમારિ ભેટા ।। ૪ ।।

એસી કિતિક બનાઉં પ્રાનપતિ, સુમિરન વ્હે ભયો આડો ।।

અબકી બેરનિબેર લઉં પ્રભુ, સૂર પતિતકી ટાંડો ।। ૫ ।।

આ સાંભળી શ્રીમહાપ્રભુજીએ આજ્ઞા કરી કે સૂર વ્હૈકે કાહેકો ગિગિયાત હૈ! કછું ભગવદ્ લીલાકૌ વર્ણન કર! સૂરદાસજી તો પોતે કાંઈએ ભગવદ્‌લીલામાં સમજતાં ન હતા. તેથી શ્રીમહાપ્રભુજીએ સૂરદાસજીને શ્રીયમુનાજીમાં સ્નાન કરવા આજ્ઞા કરી, ત્યારે સૂરદાસજી શ્રીયમુનાજીમાં સ્નાન કરી અપરસમાં શ્રીમહાપ્રભુજી સન્મુખ આવ્યાં. શ્રીમહાપ્રભુજીએ કૃપા કરીને સૂરદાસજીને નામ સંભળાવ્યું, તે પછી સમર્પણ કરાવ્યું. પછી આપશ્રીએ દશમસ્કંધની અનુક્રમણિકા કરીને સૂરદાસજીને સંભળાવી.

તેથી સઘળી શ્રીસુબોધિનીજીનું જ્ઞાન શ્રીમહાપ્રભુજીએ સૂરદાસજીના હૃદયમાં સ્થાપિત કર્યું, એ;લે ભગવદ્‌લીલા-યશ વર્ણન કરવાનું સામર્થ્ય થયું. અનુક્રમણિકાથી બધી લીલા હૃદયમાં સ્ફૂરી. અને પછી મંગલાચરણ પ્રમાણે સૂરદાસજીએ શ્રીમહાપ્રભુજી આગળ આ પદ રચી ગાયું.

રાગ બિલાવલ :- ચકઈરી ચલિ ચરન સરોવર, જહાં નહીં પ્રેમ વિયોગ ।। જહાં બ્રહ્મનિશા હોતિ નહીં કબહૂ, સોં સાયર સુખ યોગ।। સનકસે હંસ, મીનસે મુનિગન, નખ રવિ પ્રભા પ્રકાસ ।। પ્રફુલ્લિત કમલ નિમિષ નહીં સસિ ડર, ગુંજત નિગમ સુવાસ।। જિહિં સર સુભગ મુક્તિ મુક્તાફલ સુકૃતિ વિમલ જલ પીજે ।। સો સર છાંડિ કુબુદ્ધિ વિહંગમ, યહાંરહિ કહા કીજે ।। જહા શ્રીસહસ સહિત નિત ક્રીડત સોભિત સુરજદાસ અબ ન સુહાય વિષશરસ છિલ્લર, વા સમુદ્રકી આસ ।।

આમ અનેક પ્રકારે પદ રચી શ્રીમહાપ્રભુજી સન્મુખ ગાયા, નંદ મહોત્સવની એક મોટી વધાઈ સૂરદાસજીએ ગાઈ તેમાં શ્રીનંદરાયજીના ઘરનું વર્ણન કર્યું, ત્યાં સુધી તો શ્રીમહાપ્રભુજીએ સ્વયં સાંભળ્યું. ત્યાર પછી ગોપીજનના ઘરનું વર્ણન કરવા લાગ્યાં, ત્યારે શ્રીમહાપ્રભુજીએ શ્રીમુખે સુરદાસજીને કહ્યું કે સુન સુર સબનકી યહ ગતિ જો હરિચરણ ભજે. આ પ્રમાણેની તુક પોતે કહીને સુરદાસજીને ચુપ કરી દીધા. તે નંદ મહોત્સવનું આ પદ :-

રાગ દેવગંધાર :- વ્રજ ભયો મહરિકે પૂત જબ યહ બાગ સુની।। સુનિ આનંદે સબ લોગ ગોકુલ ગનિત ગુની ।। વ્રજ પૂરવ પૂરે પૂન્ય રૂપી કુલ સુથરિ થુની।। ગ્રહ લગ્ન નક્ષત્ર બોલે સોધિં, કીની વેદધુની ।। ૧ ।। ( આ પદમાં ૧૫ કડીઓ છે.)

સૂરદાસજીએ અનેક બાલલીલાના પદો, સાથેજ વિજ્ઞપ્તિની પણ પદ્ય-સ્વરૂપે રચી છે. જેમાંની એક વિજ્ઞપ્તિ છે :

રાગ ધનાશ્રી :- અબ હોં નાચ્યો બહોત ગોપાલ ।। કામ ક્રોધ હો પહરિ ચોલના, કંઠ વિષયકી માલ ।। ૧ ।। મહા મોહ કે નૂપુર બાજે, નિંદા શબ્દ રસાલ ।। ભરમ ભરયો મન ભયો પખાવજ, ઉપર હંસ ગતિ ચાલ ।। ૨ ।। તૃષ્ણા નાદ કરત ઘટ ભીતર નાનાવિધિ કે તાલ ।। માયા કો કટિ ફેંટા બાંધ્યો, લોભ તિલક દિયો ભાલ ।। ૩ ।। કોટિક કલા કાછિ દિખરાઇ, જલ થલ સુધિ નહિ કાલ ।। સૂરદાસકી સબે અવિદ્યા દુર કરહું નંદલાલ ।। ૪ ।।

આ પદ સૂરદાસજીએ શ્રીનાથજી સન્મુખ ગાઈ સંભળાવ્યું. તે સાંભળીને શ્રીમહાપ્રભુજી આપ સૂરદાસજીને કહે કે સૂરદાસ ! હવે તો તમારા મનમાં કંઇ અવિદ્યા રહી નથી, તમારી અવિદ્યા તો પ્રથમ જ શ્રીનાથજીએ દૂર કરી છે, તેથી હવે તમે ભગવદ્લીલા ગાઓ, જેમાં માહાત્મ્ય પૂર્વક સ્નેહ હોય.

...ક્રમશ :

વધાઇ વધાઇ વધાઇ

આ પખવાડિયું એટલે ઉત્સવો. શ્રીચન્દ્રાવલીમાંજી મહારાજનો ઉત્સવ, રથયાત્રા, કસૂંબા છઠ શ્રીચતુર્થ પીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીવલ્લભાચાર્યજીનો ઉત્સવ. આઓ આપણે આ ઉત્સવોને ખૂબજ ઉત્સાહ, ઊમંગ અને આનંદે વધાવીએ.

**આપકો કહાવું વલ્લભ આપકો કહાવું, આપકો કહાવું ઓર કોન ઠોર જાઉં ? ૧**
**કનકકે મહેલ છાંડકે સજીયાકું બિછાઉં, હસ્તીખંડ છાંડકે ખરવે કેસે લાવું ? આપકો. ૨**
**કામધેનુ છાંડ અજીયાકું દુહાવું, ખીરખાંડ છાંડકે છાછ પીલાવું ? આપકો. ૩**
**સુગંધી સુગંધ છાંડકે ફૂલકું ઉલાવું, ચઉવા ચંદન છાંડકે મેં -**
**અગર ચંદન છાંડકેમેં - કઉવેકું લગાવું ? આપકો. ૪**
**જેમ રાખો તેમ રાખો પ્રભુ લજાયો લજાવું, સૂર તોરે દ્વારે આયો બેઠો બેઠો ગાવું - આપકો. ૫**

(શ્રીગોકુલેશ ધોલ પદ માધુરીમાંથી સાભાર)

ભાવત્ક:- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા, રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





## ।। શ્રીગોકુલેશો જયતિ ।।

# ટિપ્પણી

વિક્રમ સંવત્ ૨૦૬૫ જેઠ વદ પક્ષ ૧૧ થી વિક્રમ સંવત્ ૨૦૬૫ અષાઢ સુદ પક્ષ ૧૦ (ગુર્જર માસ)

જૂન ૧૯, ૨૦૦૯ થી જુલાઈ ૨,૨૦૦૯

| મિતિ | વાર | તારીખ | શ્રીવાલ્લભ શ્રીચતુર્થગૃહના ઉત્સવ |
|---|---|---|---|
| ૧૧ - જેઠ વદ | શુક્ર | જુન- ૧૯ | **શ્રીયોગિની એકાદશી વ્રત** |
| ૧૨ | શનિ | ૨૦ | |
| ૧૩-૧૪ | રવિ | ૨૧ | **શ્રીમતી ચન્દ્રાવલીમાઁજી મહારાજનો ઉત્સવ. (સંવત્ ૧૯૦૯)** |
| ૩૦ | સોમ | ૨૨ | **સોમવતી અમાવસ.** |
| ૧ - અષાઢ સુદ | મંગળ | ૨૩ | |
| ૨ | બુધ | ૨૪ | |
| ૩ | ગુરુ | ૨૫ | **રથયાત્રા (પુષ્ય નક્ષત્ર યુક્તા). ગુરુ પુષ્યામૃત યોગ.** |
| ૪ | શુક્ર | ૨૬ | |
| ૫ | શનિ | ૨૭ | |
| ૬-૭ | રવિ | ૨૮ | **કસૂંભા છઠ.** |
| ૮ | સોમ | ૨૯ | |
| ૯ | મંગળ | ૩૦ | **શ્રીચતુર્થ પીઠાધીશ્વર શ્રીમાન્શ્રીવલ્લભાચાર્યજી મહારાજનો જન્મોત્સવ સં. ૧૯૬૧ (ગાદી બિરાજ્યા)** |
| ૧૦ | બુધ | જુલાઇ- ૧ | |
| ૧૧ | ગુરુ | ૨ | |

**દેવના ચરિત્રનો મનુષ્યની બુદ્ધિથી નિર્દ્ધાર થઇ શક્તો નથી.**

(શ્રીસુબોધિનીજી ૩-૪-૧૭)

*શ્રીવાલ્લભ સિદ્ધાંતનિષ્ઠ શ્રીચતુર્થપીઠ તરફથી પ્રકાશિત ટિપ્પણીને આધારે આ પખવાડીક ટિપ્પણી.*

નોંધ :- *શ્રીગોકુલેશચરણશરણાનુરાગી સેવક સમાજ માટે વર્ષભર આવનાર ઉત્સવ માટે કેવળ આજ ટિપ્પણી માન્ય રાખવી, એ આપણું કર્તવ્ય છે. અને આ ટિપ્પણી પ્રમાણે ઉત્સવ મનાવવાં.*





॥ શ્રીગોકુલેશો જયતિ ॥

# શ્રીરસિક રસ ચરિત્ર

## ચૌલ-સંસ્કાર

...ગતાંકથી આગળ

**અંકભૂષણ શ્રીરુક્મિણીજીનું ॥ શ્રીગોકુલ સદ્મ મણીયજી ॥**

**રસદાક નાયક લહિને ॥ આરતિ ભક્ત મન તણીયજી ॥**

**ચૂડાકર્મ - ચૌલ સંસ્કાર (મૂંડનવિધિ) :**

આવી રીતે અનેક ક્રીડા-લીલાઓ તથા ચેષ્ટાઓ દ્વારા સ્વજનોનાં મન આકર્ષણ કરતા. એમ કરતાં શ્રીગોકુલેશ પ્રભુચરણ ત્રણ વર્ષના થયા એટલે શુભ મુહૂર્ત જોઇ ચૌલ-સંસ્કાર નો આરંભ કર્યો. જ્ઞાતિજન અને ભક્તજનોને બોલાવી સર્વ માંગલિક સાજ તૈયાર કર્યો. આંગણામાં વેદી રચી એના ઉપર પાટ બિછાવી, પછી શ્રીગોકુલેશ પ્રભુને ગોદમાં પધરાવી માતા શ્રીરુક્મિણીજી ચૌકીએ બિરાજ્યાં. ફોઇ નહિં હોવાથી એમને બદલે શ્રીશોભાજી બિરાજ્યાં. પછી પોતાના કુળના રિવાજ પ્રમાણે હાથમાં પૂરી ધરી શ્રીશોભાજી (શ્રીશોભા બેટીજી) ઊભાં રહ્યાં અને વાળંદે મુંડન કર્યું અને શ્રીગોકુલેશ પ્રભુના કેશએ પૂરી ઉપર ઝીલી લીધા. મુંડન થઇ રહ્યાં પછી વાળંદને કેશથી ચાર ગણાં મોતી અને સોનાની આઠ તથા રૂપાની ચાર ગાય આપી વિદાય કર્યો. એ વખતે શ્રીશોભા બેટીજીએ પણ કૂળ મર્યાદાનુસાર જે માંગ્યું તે આપ્યું. પરિવારમાં સર્વને પૂરી તથા પકવાન વહેચ્યાં. આ ચૌલ-સંસ્કાર એટલે મૂંડનની ક્રીયાનું કારણ, બાળકમાં કોઇપણ જાતનો દોષ દાખલ થતો અટકાવી એનું રક્ષણ કરવાના વાત્સલ્યભાવથી સિદ્ધિ અર્થે જ હતું. છેવટે શ્રીગોકુલેશ પ્રભુને કેસર-સ્નાન વગેરે કરાવી, શ્રૃંગાર ધરી, શ્રીશોભા બેટીજીએ આરતી ઉતરી આશિષ દીધી. એક માસ પછી શીખા (ચોટી) રાખી અને એ વખતે પરણેલા પુરૂષોને માલપૂઆ વહેંચ્યા.

આવી રીતે પરિવાર તથા જ્ઞાતિના રિવાજ પ્રમાણે લૌકિક, વૈદિક સર્વ સંસ્કારો કરતાં તથા એ દ્વારા હૃદયમાં રહેલા વાત્સલ્યભાવના મનોરથો પૂર્ણ કરતાં શ્રીગુસાંઇજી અને શ્રીરુક્મિણીજી ભક્તજનોના સમૂહ સાથે અનેક પ્રકારનું સુખ અનુભવવા લાગ્યાં. શ્રીગોકુલેશ પ્રભુ એમ પણ ભક્તમનોરથપૂરક છે. એમ કરતાં શ્રીગોકુલેશ પ્રભુ હવે ચાર વર્ષના થયા.





**સ્વજનોને શિક્ષા :-**

એક સમય શ્રીગુસાંઈજી શ્રીગોકુલેશ પ્રભુને લઈ ભોજન કરવા બિરાજ્યાં હતા. શ્રીગોકુલેશ પ્રભુ ભોજનથી પરવારી, આચમન કરી જ્યાં શ્રીગુસાંઈજીની સજ્યા બિછાવી હતી ત્યાં દોડી ગયા અને એની ઉપર ખેલવા લાગ્યાં. પાસે એક ખવાસ ઊભો હતો, એણે ઠપકો દીધો કે

સેજ્યા શ્રીગુસાંઈજીકી, ખૂંદેથી બિગાડે તેહ

આસુરાવેશથી શ્રીગોકુલેશ પ્રભુનું સજ્યા પર જરાનું કારણ સમજ્યાં સિવાય ખવાસે ઉપર પ્રમાણે ઠપકો આપ્યો તેથી શ્રીગોકુલેશજી પણ સાધારણ બાળકજી જેમ રિસાઈને એક બાજુએ ઠાડા રહ્યાં. પછી જ્યારે શ્રીગુસાંઈજી ભોજનથી પરવારી ત્યાં પધાર્યાં ત્યારે, હંમેશઅની જેમ શ્રીગોકુલેશજીએ એમને શ્રીકંઠે બાઝવું અને આનંદથી હસતાં હસતાં ખોળામાં બિરાજવું, વગેરે કોઈપણ ચેષ્ટાઓ દ્વારા આનંદ આપ્યો નહિં, એટલું જ નહિં, ચૂપકીથી ઉદાસ મુખે જ્યાં હતા ત્યાં જ ઠાડાં રહ્યાં. આ જોઈ શ્રીગુસાંઈજી ખેદ પામ્યાં અને તેથી પોતાના પુત્રરત્નની પાસે પધારી, એમને હેતથી હૃદય સાથે ચાંપી, ખોળામાં પધરાવી રિસાવાનું કારણ ધીમેથી પૂછવા લાગ્યાં, પણ શ્રીગોકુલેશજીએ પ્રતિ-ઉત્તર નહિં આપવાથી શ્રીગુસાંઈજી વધારે અકળાયા, કારણકે જેમ જેમ શ્રીગુસાંઈજી કલાવી કલાવીને પૂછવા લાગ્યા તેમ તેમ શ્રીગોકુલેશજી વધારે વધારે ને વધારે ડૂસકાં ખાવા લાગ્યા. છેવટે ખિજાઈને ત્યાં બેઠેલા એક વૈષ્ણવને પૂછ્યું:

*ક્યોંરે કોઈ જાનત નહિ, એ મોં પે સહી ન જાત.* ત્યારે એણે ત્યાં બેસેલા વૈષ્ણવે શ્રીગુસાંઈજીના પધારતાં પહેલાં બનેલો સર્વ વૃત્તાંત કહીં જણાવ્યું કે ખવાસનું વચન સાંભળ્યું ત્યારથી શ્રીગોકુલેશજી અપ્રસન્ન થયા છે. આ સાંભળી શ્રીગુસાંઈજીએ સજ્યાના ટુકટુક કરી એને દૂર કરી તથા ખવાસને ભાવે દંડ દીધો. એ વખતે શ્રીગુસાંઈજીએ કહ્યું કે :

શ્રીવલ્લભને વલ્લભ નહિ, જે એહોને ન આવે ભોગ;

તે માહારે શા કાજની, જે એહોને નહિ ઉપયોગ.

પછી બીજી સજ્યા મગાવી એમા શ્રીગોકુલેશજીને સાથે લઈ શ્રીગુસાંઈજી પોઢ્યા, આ પ્રસંગ દ્વારા ગુહ્ય રીતે શ્રીગોકુલેશજીએ સ્વજનોને જે અનેક પ્રકારનો બોધ કર્યો છે તેમાંનો લવ માત્ર યથાબુદ્ધિ નીચે લખવામાં આવે છે :

પ્રથમતો શ્રીગુસાંઈજીને શ્રીગોકુલેશજી પ્રત્યે કેવો ઉચ્ચ પ્રેમ છે કે શ્રીગોકુલેશજીને જે જે વસ્તુ ઉપયોગમાં આવતી નથી, તે તે વસ્તુ આપશ્રી પોતાના માટે પણ નિરર્થક ગણી એનો ત્યાગ કરે છે અને એ

દ્વારા આપશ્રીઆપણે સૌ સેવક-વૈષ્ણવોને બોધ કરે છે કે શ્રીઠાકોરજીના વિનિયોગમાં જે જે વસ્તુ આવે નહિં તેનો ઉપભોગ આપણે પણ સર્વથા કરવો નહિ, જે વિશે શ્રીમહાપ્રભુજી ષોડશગ્રંથાન્તરગત સિદ્ધાંત રહસ્ય ગ્રંથમાં આજ્ઞા કરે છે કે :

અસમર્પિતવસ્તૂનાં તસ્માદ્ વર્જનમાચરેત્ ।।

એટલે કે તેથી અસમર્પિત વસ્તુઓનો ત્યાગ કરવો જોઈએ.

**ખવાસ દ્વારા સૂચના** :

વળી આ ઉપરાંત ખવાસ દ્વારા બોધ કરે છે કે શ્રીગોકુલેશ પ્રભુની લીલાઓ જેનું રહસ્ય જીવ બુદ્ધિમાં આવી શકે નહિં એવું ગૂઢ છે, એમાં સામાન્ય મનુષ્યે પોતાની સાધારણ લૌકિક બુદ્ધિથી એના પર ટીકા કરી દોષ માત્રને દૂર કરનાર પતિત-પાવન શ્રીગોકુલેશ પ્રભુ પર દોષારોપણ કરવાના અતિ દુષ્ટ પ્રયત્નોમાંથી સર્વથા દૂર રહેવું જોઈએ.

**શિક્ષા દ્વારા થયેલા દોષની મુક્તિ** :-

ખવાસને શિક્ષા કરી શ્રીગુસાંઇજીએ સુચવ્યું છે કે જો કદાપિ જીવની દુષ્ટતાને લઇ સંસ્કારબળે આસુરાવેશથી ઉપર ગણાવ્યો તેવો કોઇ દોષ સ્વજનથી થઇ જાય તો શ્રીગોકુલેશજી એનો ત્યાગ ન કરતાં એને શિક્ષા દ્વારા દોષમાંથી મુક્ત કરે છે, કારણકે દોષમાંથી મુક્ત થયા સિવાય જીવ શ્રીહરિની સેવા કરી શકે નહિં. આ કારણથી શ્રીગોકુલેશજીને જ્યારે એમના ભક્તજન **સ્વજનના પક્ષપાતી** કહે છે, અને અપરાધની શિક્ષા આનંદથી ખમે છે ત્યારે અન્ય આસુરી મનુષ્યો એમની આવી શિક્ષાઓ ખમતાં જુએ છે ત્યારે જાણે એમના પાર પોતે દયા બતાવતા હોય એમ ધર્મના કારણરૂપ શ્રીગોકુલેશજીને માથે દોષારોપણ કરી કહે છે કે **ધર્મીને ઘેર ધાડ**, અને એ દ્વારા શ્રીગોકુલેશજીને અન્યાયી ઠરાવવા માગે છે. ભક્તજન અને આસુરી જીવોનો આ વિરુદ્ધ આચાર વાસ્તવિક છે, કારણકે ભક્તજન શ્રીગોકુલેશજીના શિક્ષા કરવાના કારણને જાણી એને માટે (શિક્ષા કરવા માટે) એમની કૃપા સમજે છે, અને આસુરી જીવ પોતાની સામાન્ય હલકી બુદ્ધિથી એ કારણ નહિં સમજવાથી નિર્દોષ શ્રીગોકુલેશજીને દોષ આપે છે.

**શિક્ષાસાર** :

ટૂંકમાં, આ પ્રસંગનો બોધ એ છે કે સર્વ સેવક-વૈષ્ણવ બંધુઓએ અસમર્પિત વસ્તુનો ઉપયોગ દૂર કરી, જેમને આપશ્રીને શ્રીપુરુષોત્તમવત્ માને છે તેવા શ્રીગુરુદેવની ક્રિયાઓ ઉપર જીવબુદ્ધિથી કોઇ પણ

જાતની અયોગ્ય ટીકા કરવાનું છોડી દઇ, પોતાના માથે શ્રીગુરુદેવ દ્વારા પધરાવેલ શ્રીહરિની ઇચ્છાથી જે કાંઇ સુખ દુઃખ પડે તે સઘળું એમની કૃપા સમજી આનન્દથી સહન કરવું જોઇએ.

આ ઉપરથી દરેક શ્રીગોકુલેશ પાઠશાળાના પાઠકોને સમજાશે કે શ્રીગોકુલેશજી પોતાનાની સાધારણ બાલ-ક્રીડાના પ્રસંગ દ્વારા પણ નિજ-જનોનો કેવો અમૂલ્ય બોધ પ્રદાન કરે છે. આ પ્રમાણે શ્રીગોકુલેશ પ્રભુ પોતાની અનેક લીલાઓ દ્વારા શ્રીગુસાંઇજી, શ્રીરુક્મિણીજી તથા સ્વજનોને અનેક પ્રકારનું સુખ પ્રદાન કરતાં હવે કૌમારાવસ્થામાંથી પૌંગડાવસ્થામાં ડગ માંડે છે.

અગમ અગોચર અભિનવો જેનો વેદ ન જાણે પાર ;
બાલ વિનોદ કરી રમે શ્રીવિઠ્ઠલ રાજકુમાર ।।૧ ।।
કુંવર રુક્મિણી જીનોજી, સામગ્રી ઊપયોગની જે ;
પહેલી પ્રગટી ત્યાંહા સમય સમય ઊપયોગને ।।૨ ।।
તે આવે પ્રભુ છેત્યાંહાં દામોદરદાસીનો તે ઊદયપુરમાં વાસ ;
અલૌકિક ભાગ્ય એહોનું, એ ભાગ્યતણીય છે રાશ ।।૩ ।।
ઈચ્છાઅને બલે અહિં આવીયાં શ્રીગોકુલ નિજધામ ;
શ્રીગુસાંઈજી જ્યાંહા હુતા, તેણે સરીયા એહોના કામ ।।૪ ।।
આગમનું કારણ એલહીને પઠાવ્યાં પ્રાગ મંઝાર પહોચ્યાં ;
પ્રભુ પ્રગટ સમય એહોના ભાગ્ય તણો નહિ પાર ।।૫ ।।
પરમ યુવા સુંદર ઘણુ અતિ પ્રેમ ગણે સંજ્યુક્ત ;
માહાચતુર સમજે સહુ જેજે છે રસની યુક્ત ।।૬ ।।
હેત કરે સહુ કો ઘણુ એહોને જાણી જિન દાસ ;
એ પ્રભુની પાસે રહે પ્રભુજી રહે એહોની પાસ ।।૭ ।।
ખેલવે પ્રભુને ઘણુ કરીઅને વાછલ્ય ધર્મ બાલકને ;
ખેલ્યા તણા તે સમુજે સઘલા મર્મ ।।૮ ।।
સ્નેહ પૂરવક સુખદસું સેવા કરે ભાંત્ય અનેક ;
રીઝવે બાલ પ્રભુઅને તે અતિ રે કરીય વિવેક ।।૯ ।।

..ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# શ્રીગોકુલેશ વાક્સુધા

## ।। श्रीसर्वोत्तमस्तोत्रम् ।।

## ।। શ્રીગોકુલનાથજીની ટીકા સહિત ।।

...ગતાંકથી આગળ

ગયાં અંકમાં આપણે શ્રીગુસાંઈજી પ્રગટિત શ્રીમહાપ્રભુજીનું સાતમું નામ **श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः**[७] વિષે સમજવાનો પ્રયાસ કર્યો. શ્રીમદ્ ભાગવતમાં જો આપણે અનુસંધાન કરવું હોય તો આપણે દૈવોદ્ધારપ્રયત્નાત્માને દશમ્ સ્કંધમાં અલગ અલગ જગ્યાએ આ નામની પ્રતિતી થાય. श्रीशुकोवाच- श्रिया कीर्त्यानुभावेन (१०-८-१६), स्वाङ्कम् आरोप्य भामिनी (१०-७-३४), भगवान हरीरिश्वरः (१०-७-१), तदेव हारं वद मन्यसे चेत् (१०-७-२), गावः सर्वगुणोपेताः (१०-७-१६), एकदाऽऽरोहमारुढं (१०-७-१८), आत्मजाभ्युदयार्थाय (१०-७-१६), मनोज्ञानि च नः प्रभो (१०-७-१), चकार सूनोः अभीषेचनं सती (१०-७-४), अधःशयानस्य (१०-७-७), नन्दस्य पत्नी कृतमज्जनादिकम् (१०-७-५), मुखं लालयती राजन् (१०-७-३५), दिष्ट्या स्वबन्धून् प्रणयन् उपस्थितः (१०-७-३२)

શ્રીગુસાંઈજી પ્રગટિત આ અલૌકિક નામોને સમજવું હોય તો શ્રીમદ્ ભાગવતના પ્રસંગોનું અનુસંધાન રાખવું જરૂરી છે. ગયા વખતે આપણે શ્રીમહાપ્રભુજીનું અલગ સ્વરૂપ સમજવાનો પ્રયાસ કર્યો, આપશ્રી શ્રીમદ્ ભાગવતનું ગૂઢાર્થ, તેનો પ્રકાશ કરવા માટેના વિચારયુક્ત છો, **श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः**[७] સ્વરૂપ છે. હવે કોઈકને શંકા થાય છે કે શ્રીમહાપ્રભુજીનું ફલ તો શ્રીઠાકોરજીના સ્વરૂપનો અનુભવ છે, શ્રીઠાકોરજીનું સ્વરૂપતો નિરાકાર કહ્યું છે, તેનો અનુભવ કેવી રીતે થાય? તો આ વિશે શ્રીગુસાંઈજી આજ્ઞા કરે છે કે શ્રીમહાપ્રભુજી કેવા છે ? આના સમાધાન માટે શ્રીગુસાંઈજી શ્રીમહાપ્રભુજીનું આઠમું નામ પ્રગટ કરે છે: **साकार-ब्रह्म-वादैक-स्थापको**[८] શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ અર્થ પ્રકટ કરવા સદા પરાયણ છે. જેથી જેના ગૂઢાર્થ સ્વરૂપે આપશ્રીએ શ્રીસુબોધિનીજી પ્રકટ કરી.

**श्रीभागवत-गूढार्थ-प्रकाशन-परायणः**[७] ।।

**साकार-ब्रह्म-वादैक-स्थापको**[८] **वेदपारगः**[९] ।। ८ ।।

ભાવાર્થ :- [૭]શ્રીમહાપ્રભુજી શ્રીમદ્ ભાગવતના ગૂઢ - ગુપ્ત, એટલે કે અજ્ઞાત્ એવા અર્થને પ્રકટ કરવામાં આપશ્રી સદાય પરાયણ-તત્પર, [૮]સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા, અને સંપૂર્ણ [૯]વેદના પરાગ છો - જ્ઞાતા છો.

**साकार-ब्रह्म-वादैक-स्थापको**[૮] **:** સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા છે.

**રાગ : આસાવરી**

સાકાર-બ્રહ્મવાદૈક-સ્થાપક પ્રગટ ભયૈ ।।
સુનિ સ્રવનનિ નિજ દૈવી સૃષ્ટિ સબકૈ દુખ દૂર ગયે ।। ૧ ।।
હરિવદનાનલ પ્રગટે બિન સબ જગત હુ જાત બહ્યો ।।
શ્રુતિ-સ્મૃતિ-સૂત્ર-પુરાનન હારદ સુર-નર-મુનિ ન લહ્યો ।। ૨ ।।
કરુણા કરિ કૃષ્ણપદસેવા કલિયુગમેં સિખયે ।।
જન **ગોવિન્દ** સોઇ બડભાગી જિનિ યહ તતી નિભયે ।। ૩ ।।

**શ્રીમહાપ્રભુજી સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા साकार-ब्रह्म-वादैक-स्थापको**[૮] **છે.**

**મૂળ ટીકાનો ભાવાર્થ** :- પુષ્ટિમાર્ગીય ફલ મુક્તિથી અધિક કહ્યું, તેથી સ્વરૂપાનંદરૂપ હોવાથી તેનો અનુભવ કેમ થાય? એ જાણવાની ઇચ્છા થાય, તેથી તેના અનુભવના પ્રકારના કારણરૂપ **સાકારબ્રહ્મવાદૈકસ્થાપક** નામ શ્રીગુસાંઇજી શ્રીમહાપ્રભુજીનું પ્રગટ કરે છે. સાકાર, જે બ્રહ્મ તેનો વાદ એટલે વિચારપૂર્વક કહેવું, તે. તેજ મુખ્યપણાથી સ્થાપન કરનાર, એટલે સિદ્ધ કરનાર, એવો અર્થ છે. અહિં એક શબ્દનો અર્થ મુખ્ય થાય છે. સાકાર કહીને જે બ્રહ્મ કહ્યું, તેથી એમ જણાવ્યું છે કે જેમ બ્રહ્મ માત્ર આનંદમય છે, તેમ તેમના કર-ચરણ વગેરે પણ માત્ર આનંદમય છે. સાકાર કહ્યું તેથી એમ કહેવાયું કે પુષ્ટિમાર્ગીય ફલનો સર્વ ઇન્દ્રિયોથી આસ્વાદ લેવો, એ ફલના અનુભવનો પ્રકાર છે. તેથી જ શ્રુતિરૂપ વ્રજસિમંતિનીઓએ પણ અનેક શ્રુતિઓની સંમતિથી ઇન્દ્રિયવાળાનું આ ફલ છે, આ શ્લોકાર્થ દ્વારા ફલના અનુભવનો પ્રકાર કહેલો છે. તેથી આમાં કાંઇ પણ અયોગ્ય નથી.

**સરળ સમજૂતિ** : માતૃચરણ શ્રીયશોદાજીને સ્વમુખમાં સમસ્ત બ્રહ્માણ્ડના દર્શન કરાવી અને અર્જુનને વિરાટ સ્વરૂપના દર્શન કરાવીને શ્રીગોકુલેશ શ્રીકૃષ્ણે પોતાની પરબ્રહ્મતા વ્યક્ત કરી, તેવી રીતે પર બ્રહ્મ સ્વરૂપના **આનન્દમાત્ર કરપાદમુખોદરાદિ** બ્રહ્મનું સાકાર સ્વરૂપ, અને આ સાકાર સ્વરૂપની લીલાઓ, સર્વે પરબ્રહ્મસ્વરૂપમાં શ્રીમહાપ્રભુજી સિદ્ધ કરી બતાવે છે.





શ્રીમહાપ્રભુજી આપ કેવા છે? તો સાકાર - બધી ઇન્દ્રિયો વડે અનુભવ કરવા યોગ્ય અને આનંદમાત્ર - કર-પાદ-મુખ-ઉદર-આદિ એવા જે શ્રીપૂર્ણપુરૂષોત્તમ તેમનું યુક્તિ સહિત સ્થાપન કરવાવાળા છે. તેથી પુષ્ટિમાર્ગીય ફલનો અનુભવ સારી રીતથી થશે એમ જાણવું. હવે ફરી આગળ એક શંકા થાય છે કે બીજા આચાર્યોએ(અન્ય સંપ્રાદાયના આચાર્યો) પણ બ્રહ્મને સાકાર તો કહેલું જ છે, તેમાં શ્રીમહાપ્રભુજીનું વૈશિષ્ટ્ય શું? આ શંકાનું સમાધાનાર્થે આપણે હવે પછી આગળનો શ્લોક સમજીશું-ભણીશું.

**શ્રીમહાપ્રભુજી સાકાર બ્રહ્મવાદનું સ્થાપન કરવાવાળા**

**साकार-ब्रह्म-वादैक-स्थापको' છે.**

.ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

> *શ્રીભાગવતજી ભગવદ્રૂપ હોવાથી, જેમ ભગવાનનો પોતાનો સર્વ ભક્તોમાં અસાધારણ અનુભવ છે, તેમ ભગવાનનો પણ તેનું ચિંતન કરનારામાં (અસાધારણ પ્રભાવ) છે.* (શ્રીસુબોધિનીજી ૧.૨.૩)

# શ્રીગોકુલનાથજીકે ચોબિસ વચનામૃત

## ૧૩. ભગવદીય-તેનું કર્તવ્ય

અબ શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ આજ્ઞા કરત હેં - તેરમો સિદ્ધાંત કહત હૈં જો, ભગવદી વૈષ્ણવસો કાહુસો વિરોધ ન રાખનો. જહાં કોઇ વિરોધકી વાર્તા કરે, તહાં ઠાડો ન રહનો ઔર અપની વસાય (વસઅત - આપણા વશ (કબ્જા)ની વાત હોય તો) હોય તો ક્રોધકો શિથિલ-શિતલ કરિયે. ઔર સબનસો હેત-હિત રાખનો. લોકનકો મન-વચન ક્રિયા કરી હિત કરનો.

વૈષ્ણવસો સર્વાત્મભાવસો સહિત રાખનો. ઉનકી વાત જૂઠી હોય સો અપને કહેતે-અપને દુરાવેતે ખેદ પાવે સો ન કરનો. ઔર ઉનકી વાત સાચી કહેતે ખેદ પાવે સોહુ ન કરનો. યા પ્રકાર વિવેક વિચારપૂર્વક રહે તાકો ભગવદીય કહીએ.

વૈષ્ણવકી નિંદા સર્વથા ન કરની. વૈષ્ણવકી ગુરુકી નિંદા કરે તો નર્કમેં પડે. તહાં વિચાર હે જો વૈષ્ણવ કુમાર્ગ-કુચાલ ચલે તો સમુઝાવનો મનમેં દોષ (દ્વેષ) કરિ નિંદા ન કરે અથવા માર્ગકી વિપરીત ચલે તાકો વૈષ્ણવ ન માનનો.

અપને માર્ગકો વૈષ્ણવ હોય તો ઔર ઠૌરકી વાતકો ઔર ઠૌરકે સિદ્ધાંતકો કરે તાકો સંગ સર્વથા ન કરનો. જદપિ બડો પંડિત હોય ઔર સમુજવાર હોય તોહુ. વાકો અપને સંપ્રદાયકો જ્ઞાન ન હોય તો પણ, વાકો સંગ બડો દુ:ખદાયી હૈ. થોરો સમજે પરંતુ કેવલ પુષ્ટિમાર્ગમેં તત્પર રહે તાકો સંગ હિતકારી હે, વૈષ્ણવકી નિંદાતે કોટિ કોટિ અપરાધ કરિ દુષ્ટ હોય નરકમેં પડે. વૈષ્ણવ હોય કે લૌકિક વસ્તુમેં તૃષ્ણા ન રાખે. ઔર કામતેં તૃષ્ણતેં દુર્બુદ્ધિ ઉપજત હે. તૃષ્ણાતેં આપુ સ્વાર્થ કે વસ હોઇ, ભલો બુરો ન સુજે. કેવલ અપનો સ્વાર્થ હોઇ પ્રસન્ન હોય, સ્વાર્થ ન હોય તો નિંદા કરે. ઔર તૃષ્ણાતેં મનમેં સંકલ્પ વિકલ્પ હોત હે. તબ અપનો સ્વરૂપ અપનો ધર્મ ભૂલિ જાત હે. તબ મનમેં અનેક પ્રકારકે લોભરૂપી તરંગ ઉઠત હે. સો લોભતેં ભલો બુરો કાર્ય સુજત નાંહી. વિવેક જ્ઞાન જાત રહેત હે તબ જૂઠી સાચી વાત બનાય કે અપને કાર્યમેં તત્પર હોત હે. દ્રવ્ય બહોત લેનેતેં ડરપત નાહીં, તબ દ્રવ્યકી રક્ષઅ કે અર્થ અનેક જતન કરત હે, તાતે વૈષ્ણવકો લોભ તૃષ્ણા કરની ઉચિત નાંહી.

વૈષ્ણવકો કાલકો ભય રાખનો. જો મોતે કછૂ અપરાધ હોયગો તબ મતિ કહૂ શ્રીઠાકોરજી અપ્રસન્ન હોયે જાય. યહ કાલ સઘલે જગતકો અસત હે, સો મોઉકો લે જાયગો તાતે લૌકિક વૈદિકમેં આસક્તિ ન હોય. કરે વિના ન ચલે તો સહજમેં બનેસો કરે, પરંતુ મનમેં આસક્તિ ન રહે. યહ મનમે જાને, જો અપને ધર્મ વિના જગતમેં કોઇ સહાય કરિવે વારો નહીં હે ઔર પરલોકકી પ્રાપ્તિમેં પ્રતિબંધ ન હોય. અપનો વૈષ્ણવ ધર્મ ગયો તો સબ ગયો. સો વૈષ્ણવધર્મ દૃઢ હોય તો પ્રભુ સબમેં સહાય કરે, ધર્મ ગયો કછૂ લૌકિક સિદ્ધિ ભયો તો લૌકિક ચારિ દિનમેં જાત રહે ઔર પરલોક બિગડે. તાતે ભાગવદ્ ધર્મકો માહાત્મ્ય હૃદયમેં રાખિકે કેવલ પ્રભુનકો આશ્રય કરનો, સ્વાર્થતેં ધર્મ જાતહે અથવા લૌકિક વિષયાદિક સુખકે અર્થ કરે તો ભગવદ ધર્મ જાત હે, ઔર શ્રીઠાકોરજી તે ગુરુ વિષે વૈષ્ણવ વિષે અધિક પ્રીતિ રાખની. યહ જાને જો કછૂ ભયો હે સો ઇનકી કૃપાતેં ભયો હે ઔર આગેહું ઇનકી કૃપાતે હોઇગો સો તો જોગેશ્વર કે પ્રસંગમેં કહ્યોં હે. જો શ્રીઠાકોરજીમેં બડી પ્રીતિ હે ઔર ગુરુ વિષે ભાવ ઔર વૈષ્ણવ વિષે દયા નાહીં સો સબ રાખ બરાબરી હોત હે ઓર વૈષ્ણવકો તથા ગુરુકો સમાધાન હે તાકો પ્રભુ આપુકો સાક્ષાત્ માને હે. ઔર વૈષ્નવસો મિલિકે અપને જન્મ જન્મકે પ્રાણપ્રિય શ્રીઠાકોરજી હે તિનકો સ્મરણ કરે સો મનમેં યહ મનોરથ રાખે, ઔર લૌકિક કાર્ય અર્થ ન રાખે યા પ્રકાર શ્રીગોકુલનાથજી કલ્યાણ ભટ્ટ પ્રતિ કહે હે. ઇતિ ત્રયોદશ પ્રસંગ. ૧૩

..ક્રમશ:

।। ઇતિ શ્રીગોકુલનાથજીકૃત તેરમો વચનામૃત સંપૂર્ણમ્ ।।

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





# સ્વરૂપનિષ્ઠા

## શ્રીગોકુલેશપ્રભુચરણના અંતરંગ ભગવદીયો

### હરિદાસભાઇ

આ હરિદાસભાઇ ભરૂચના નાથાભાઇના પુત્ર હતા. તેમની માતાનું નામ ગંગાબાઇ હતું. વિ.સં. ૧૬૬૦ની આસપાસ તેમનો જન્મ થયો હતો.

હરિદાસભાઇના પત્નીનું નામ રામબાઇ હતું. તેમને એક પુત્ર રાઘવદાસ અને બે પુત્રીઓ - માનબાઇ અને ગોમતીબાઇ હતાં.

હરિદાસભાઇ શ્રીગોકુલેશજીના સ્વરૂપાસક્ત અનન્ય ભાવવાળા ભગવદીય હતા. તેઓ સપરિવાર શ્રીમદ્ ગોકુલ આવી શ્રીગોકુલેશજીના નિકટ કાયમી નિવાસ કર્યો હતો. તેઓ ભક્તરાજ કવિરત્ન શિરોમણિ હતા. તેમની સાહિત્ય કૃતિઓ ઘણી જ મૂલ્યવાન હતી. પુષ્ટિમાર્ગીય સાહિત્યનિધિમાં એક અણમોલ રત્ન સમા હતા. તેમની સાહિત્ય રચના વિશે ભક્ત કવિ સુરજી ભાર્ગવ **શ્રીવલ્લભરસાલ ભક્તરાજ** ગ્રંથમાં નીચે મુજબ લખે છે

એહવા નિષ્ઠાવાન હરિભાઇ, પ્રભુ પોતે કહે હરિદાસજી,
એણે પ્રથમ ધોલ જે એક કર્યું શ્રીજન્મકુંડલી રસરાયજી. ૨૨
વલી ચોકી બેઠાનું કર્યું એક, અને સાતે શોભન સારજી;
એ પ્રીતમજીએ સહુ સાંભળ્યા, પ્રસન્ન થયા અપારજી. ૨૩
તે ગાંઠીને એક ગ્રંથ કર્યો, તેહનું નામ ધર્યું છે હે હજી;
શ્રીઅનુભવાનંદ ગ્રંથ એક, વલી વિરહગીતા કરી તેહજી. ૨૪
પદ અનોપમ પ્રભુનાં કર્યાં, રસમંજરી એણે પ્રકારજી;
એહવા હરિદાસભાઇ કૃપાપાત્ર એહ અને ભક્ત ભલા છે સારજી. ૨૫

હરિદાસભાઇએ વિરહગીતા, અનુભવાનંદમંજરી, રસમંજરી, જન્મકુંડળી, નિત્યચરિત્રના સાત શોભન વગેરે ઘણું જ અમૂલ્ય સાહિત્ય પ્રગટ કર્યું છે. વળી તેમણે વ્રજ અને ગુજરાતી ભાષામાં અનેક ધોળ-પદ, દુહા-છંદ વગેરેની રચના કરી છે. તદુપરાંત શ્રીગોકુલેશપ્રભુના શ્રીઅંગનું સુંદર વર્ણન કરતું સંસ્કૃત સ્તોત્ર રૂચિરાષ્ટક પણ રચ્યું છે. તેઓએ પોતાના ધોળ તથા પદમાં શોભા શબ્દપ્રયોગ વારંવાર કર્યો છે.





હરિદાસભાઈ શ્રીગોકુલેશ પ્રભુના અનન્ય કૃપાપાત્ર ભગવદીય હતા. તેમના ઉપર શ્રીગોકુલેશજી સદા પ્રસન્ન રહેતા હતા. એમના હ્રદયના ભાવ અને ભાગ્યનું વર્ણન કરી શકાય એમ નથી.

(નોંધ :- પુષ્ટિમાર્ગમાં ત્રણ હરિદાસજીએ જન્મ લીધાનું જણાય છે. ૧. શ્રીગુસાંઈજીના સેવક હરિદાસજી, ૨. શ્રીગોકુલેશપ્રભુચરણના સેવક, જે આ ચરિત્રનાયક હરિદાસજી છે, અને ૩. શ્રીહરિરાયચરણના સેવક, વિશેષમાં શોભામાજી (સં. ૧૮૨૦)એ પણ પોતાની છાપ પૂર્વે હરિદાસ શબ્દ વાપર્યો છે. પુષ્ટિમાર્ગના પાંચ તત્ત્વ નામનું સુપ્રસિદ્ધ ધોળ આ શોભામાજી રચિત છે.)

રાગ દેવગંધાર :-

**अब जग प्रगटे श्रीगोकुलनाथ जु तब हुते श्रीरघुनाथ जुं** ।। छंद ।। रघुनाथ व्हेके धर्मपाले नाम लीये जग तरें ।। अब दया श्रीगोकुलनाथजुकी जीव कलिके निस्तरे ।। फिर करो गोकुल राजलीला भक्ति तुमतें जानीये ।। हरिदास जन तुम चरन बंदे शरन अपने आनीये ।। १ ।। चाल ।। प्रभु यश अधिक बढ्यो संसार में ठाडी सिद्धि सर्वे प्रभुद्वार में ।। छंद ।। द्वारमें सब सिद्धि ठाडी देवलोक बखानीये ।। दृढ भक्ति श्रीगोकुलनाथजुंकी ओर बात न जानीये ।। जे नाम पावे सुजश गावे धर्मके व्हवहार में ।। हरिदास जन तुव चरन वंदे जश वह्यो संसारमें ।। २ ।। चाल ।। प्रभु जे सरन आये तिन गति पाई प्रभु तुम दयानिधि भक्ति दीखाई ।। छंद ।। करी भक्ति एक श्रीनाथजुंकी दीन जानी दया करी ।। निज भजन करी जे लोक पाले नाथ मनमें यह धरी ।। स्थिर रहो श्रीविट्ठलेश नंदन अस्तुति सब जग करे ।। हरिदास जन तुम चरण वंदे शरण आये ते तरे ।। ३ ।। चाल ।। प्रभु सुख पालन फली इन्द्र लजानो श्रीगोकुलनाथ धनी कृष्ण समानो ।। छंद ।। कृष्ण जो जश जगत् प्रगटे धर्म यातें स्थिर रहे ।। प्रगट परमानंद स्वामी कछुक जन विनति करे ।। करी कृपा अपनी दीजे कहों कीर्ती हों भली ।। हरिदास जन तुम चरण वंदे सहज सुख शाखा भली ।। ४ ।।

...ક્રમશઃ

સંયોજનઃ- સ્વરૂપનિષ્ઠા પુસ્તક, પ્રકાશક ભાઈલાલભાઈ શેઠ.

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*રુચિ, શ્રવણ વિગેરે, અને પ્રેમ એમ ભક્તિ ત્રણ પ્રકારની છે.* (શ્રીસુબોધિનીજી. ૧.૨.૬)

*સાધન તરીકે ભગવાનમાં રુચિ હોય તો તે ધર્મ નથી.* (શ્રીસુબોધોનીજી. ૧.૨.૬)

*પુત્ર વગેરેની કામનાથી કરવામાં આવતો ધર્મ ધર્મજ નથી, કારણકે તેનું ફલ અવિદ્યાનું કાર્ય હોવાથી તે દુઃખરૂપ છે.*

(શ્રીસુબોધિનીજી. ૧.૨.૭)





# શ્રીઘોલ પદ

### ઉત્થાપન કેરે આગમે ઘેરઘેરથી

ઉત્થાપન કેરે આગમે ઘેરઘેરથી સહુ આવેજી; મોદ ઘણો મન તેને આતુરતા તણે ભાવેજી. (૧)
આવીને મંદિર પોઢતાજી, સુંદર સેજે તે નિરખ્યાજી;
શ્રીવલ્લભવદન સોહામણું જોઈ જોઈ મન માંહે હરખ્યાજી. (૨)
ઉપરણો મન મોહે ને સોહે તે કેસ રસાલજી; અંબોડલો કર વાલતા, મુદિત હવા વ્રજબાલજી. (૩)
બીડું પ્રભુજી આરોગે ને, સોહે તે અધર આરક્તજી; લટકતા ગાદીએ પધારે ને, તનમન વારે છે ભક્તજી. (૪)
જૂથ જૂથ વ્રજનારના, ઊભાં તે ભરિયાં છે રંગજી; દૃષ્ટિ નિમેષ ન કો કરે, જે જે મોહ્યા તે સંગેજી. (૫)
ચકિત થકિત થઈ તે રહ્યા, અનુભવ મનમાંહે જાણેજી;
છબિ છિનુ છિનુ પ્રતિ નૌતન, સી પેરે ઉર માંહે આંણેજી. (૬)
ભાવ ભક્ત તણા મન ધરી, વચન રસાલા તે બોલેજી;
મધુર મધુર સ્વર સોહે ને, એ છબીને નહીં કો તોલેજી. (૭)
મૃદુ મુસકની લાવણ્યનીધિ, બહુ વિધિ દે છે તે દાનજી; તેહના ભાગ્યનું હું શું કહું, જે કરે એ રસ પાનજી. (૮)
એક મનોરથ મન ધરી, પૂછે શ્રીપ્રભુજીને જેહજી; કરુણા આણી સીંચન કરે, જે વિચાર્યું છે તે હજી. (૯)
એક વચને બહુ ભક્તના, ભાવ તે પૂરણ થાયેજી; તે મનમાંહાં અતિ હરખે, ને શીષ નમાવે પાયેજી. (૧૦)
વચ્ચે વચ્ચે બીડી આરોગે, ને શોભા તણો નહીં પારજી; કર અંગુલીમાં મુદ્રિકા દીસે, તે અનુપમ સારજી. (૧૧)
ગાયક જન રસ ગાયે તે, સુણી પ્રભુને મન ભાવેજી; જેજે પ્રકાર કો નવિ લહે, તાલ ધરી ધરી જણાવેજી. (૧૨)
મુખ વિકસિત કરી સ્વર કરી, ગ્રીવાની લટકતી તેહજી; શીખવે કર ઉંચે કરી, રાગનું રૂપ છે જેહજી. (૧૩)
કૌતુક અનેક પ્રકારના, નિત્યના નૌતન દીસેજી; વાણીએ કેમ કરી કહી શકું, હરખે તે હૈયડૂ હીસેજી. (૧૪)
સમય સંધ્યા તણો જાણીને, સેવકે વિનંતી કીધીજી; વેગા ઉઠયા પ્રભુ મન ધરી, વ્રજજન આશીષ દીધીજી. (૧૫)
એરે લીલા નિત્ય નિત્ય નવી, કહેતાં ન પામીયે પારજી;
જૂગ જૂગ જીવો વલ્લભવર, આપણા પ્રાણ આધારજી. (૧૬)

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા

*શ્રવણ અને કીર્તન પાપનો નાશ કરનાર હોવાથી શ્રોતા અથવા વક્તાના દોષો સાથે તેમનો સંબંધ થતો નથી.*

*(શ્રીસુબોધિનીજી.૧.૨.૧૭)*





# વિચાર કરવો જોઇએ !

## સેવાર્થ-આજિવિકા

ગયાં અંકમાં આપણે સેવ્ય-સ્વરૂપ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. અત્યાર સુધી વિચાર કરવો જોઇએ લેખમાળા હેઠળ આપણે સેવા ઉપદેશ દીક્ષા, સેવા-સ્વરૂપ, સેવા પ્રદર્શન, સેવા પ્રયોજન, સેવા-સ્થળ, અને સેવ્ય સ્વરૂપ વિષે સમજવાનો પ્રયાસ કર્યો. હવે સેવા કરવી છે, તો પછી શું આપણે આજીવિકા કેવી રીતે કરવી ? શું આપણે આજીવિકા કમાવા જવું કે નહિં ? ચાલો આપણે આ વિષયમાં થોડુંક સમજવાનો પ્રયાસ કરીએ. કેવી આવક આપણે પોતાના જીવિકાર્થે લેવી જોઇએ, અને કેવી આવકનો ત્યાગ કરવો જોઇએ ? ચાલો આપણે આ વિષયમાં શ્રીમહાપ્રભુજીની માર્ગની મર્યાદાનુસાર સમજવાનો પ્રયાસ કરીએ.

यामममात्रं भगवत्सेवां विधाय पश्चाद् अनिषिद्धेन उपायेन जीवनं सम्पादयेत्. पारम्पर्यजीवनमपि निषिद्धं चेत् तदा त्यक्तव्यम्. **अचौराणाम् अपामानाम्**... इति वचनात्. जीविकायां चित्तं व्यापृतं पुनः भगवति योजनार्थम् उपायम् आह **पठेच्च नियमं कृत्वा** इति. अनेन अल्पबहिर्मुखतायामपि श्रीभागवतम् अनुसन्धेयम् इति उपायः कथितः.

(तत्त्वार्थदीप निबन्ध प्रकाश सर्वनिर्णय कारिका २३२)

ભાવાર્થ :- શ્રીમહાપ્રભુજી દ્વારા પ્રકટિત તત્ત્વાર્થદીપ નિબન્ધની સર્વનિર્ણય કારિકા ૨૩૨માં શ્રીમહાપ્રભુજી દ્વારા સ્વયં પ્રકટિત પ્રકાશ નામક ટીકામાં આપશ્રીએ જીવનો આજીવિકાનો પ્રકાર કેવો હોવો જોઇએ તે વિષે આજ્ઞા કરેલી છે. આપશ્રી આજ્ઞા કરે છે કે દિવસમાં ઓછામાં ઓછા ત્રણ કલાક સેવા કરી લીધા પછી શાસ્ત્રમાં નિન્દિત ન હોય તેવા પ્રકારે આજીવિકાનું ઉપાર્જન કરવું જોઇએ. કુલપરંપરાથી ચાલી આવતી પણ આજીવિકાનો પ્રકાર (દેવલકાદિવૃત્તિ જેવો) જો શાસ્ત્ર નિન્દિત હોય તો તેને છોડી દેવો જોઇએ, કેમકે **અચૌરાણામ્ અપાપાનામ્**... એ વચનથી આ જ સિદ્ધ થાય છે. આજીવિકામાં લાગેલા ચિત્તને ભગવાનમાં લગાવવાનો ઉપાય કહેવામાં આવે છે. **ભાગવતનો નિયમપૂર્વક પાઠ કરવો જોઇએ**, થોડી પણ બહિર્મુખતાની સમ્ભાવના લાગતાં ભાગવતનું અનુસંધાન ઉપાયરૂપે કહેવામાં આવ્યું છે. (તત્ત્વાર્થદીપ નિબન્ધ પ્રકાશ સર્વનિર્ણય કારિકા ૨૩૨).

આજકાલ આપણે ઘણાં એવાં પણ જોવા મળે છે કે શ્રીમદ્ ભાગવતની સપ્તાહ કરીને પોતાનું ગુજરાન ચલાવે છે. ત્યારે શ્રીમહાપ્રભુજીએ સ્પષ્ટ આ વિષયમાં પદ્મનાભદાસજીના પ્રસંગમા સ્પષ્ટ નિષેધ કર્યો છે કે ક્યારેય કોઇપણ અર્થોપાર્જન, હેતુએ શ્રીમદ્ ભાગવતનું પારાયણ, સપ્તાહ કરવી જોઇએ નહીં.





કથા પણ કહેવી નહીં. જો કંઠે પ્રાણ પણ આવી જાય તો પણ શ્રીમદ્ ભાગવતનું વિક્રય કરી પોતાની આજીવિકા ન કરવી જોઇએ.

સંપ્રદાયના વિદ્વાન એવા મહાનુભાવ શ્રીપુરુષોત્તમજી સ્વકૃત દ્રવ્ય શુદ્ધિ ગ્રંથમાં પણ આપણને પોતાના આજીવિકોપાર્જન દ્રવ્યની શુદ્ધિનો પ્રકાર દર્શાવે છે.

श्वानं श्वपाकं प्रेतधूमं देव-द्रव्योपजीविनं ग्रामयाजकं सोमविक्रयिणं चितिं चितिकाष्ठं मद्यं मद्यभाण्डं सस्नेहं मानुषस्थिं शवस्पृशं महापातकिनं शवं स्पृष्ट्वा सचैलम् अम्भोऽवगाह्य उत्तीर्य अग्निम् उपस्पृश्य गायत्र्यष्टशतजपेत्. धृतं प्राश्य स्नात्वा त्रिराचमेद् इति च्यवनवचनात्.

**चितिश्च चितिकाष्ठञ्च पूयं चंडालमेव च ।**

**स्पृष्ट्वा देवकलश्चैव सवासा जलमाविशेत् ।।**

**देवार्चनपरो यस्तु वित्तार्थी वत्सरत्रयम् ।**

**स वै देवलको नाम हव्यकव्येषु गर्हितः ।।**

(श्रीपुरुषोत्तमजीकृत द्रव्यशुद्धि)

શ્રીપુરુષોત્તમજી કેવી સુંદર આજ્ઞા કરે છે. આજે ઘણાં એમ કહેતા હોય છે કે દેવલકવૃત્તિમાં કોઇ વાંધો નથી, પણ શ્રીપુરુષોત્તમજી સ્વકૃત દ્રવ્યશુદ્ધિ ગ્રંથમાં કઇક અલગજ આજ્ઞા કરે છે.

કુતરો, ચાણ્ડાલ, પ્રેતધૂક, દેવદ્રવ્યોપજીવી (દેવલક-જે દેવના દ્રવ્ય પર પોતાનું ગુજરાન ચલાવે તે દેવલક), ગ્રામયાજક, સોમવિક્રેતા (સોમયજ્ઞના નામપર દ્રવ્ય ઉપાર્જન), ચિતા, ચિતાકાષ્ઠ, ચરબીયુક્ત માનુષાસ્થિ, શબને સ્પર્શ કરવાવાળાનો મહાપાતકીનો તથા શબનો સ્પર્શ કરનાર વસ્ત્ર સહિત જલમાં ડુબકી લગાવી, અગ્નિનો ઉપસ્પર્શ કરી, એકસો આઠ ગાયત્રી મન્ત્રનો જપ કરી, ધૃતપ્રાશન કરી ત્રણ વખત આચમન કરવું જોઇએ, એવું ચ્યવન ઋષિનું વચન છે. ચિતા ચિતાના લાકડા, પૂય, ચાણ્ડાલ તથા દેવલકનો સ્પર્શ થયે વસ્ત્ર સહિત જલમાં ડૂબકી લગાવવી જોઇએ. ત્રણ વર્ષ પર્યન્ત જે વિત્તાર્થી થઇને દેવાર્ચન કતે છે તેને હવ્ય-કવ્યમાં ગર્હિત સમજવો જોઇએ.

(શ્રીપુરુષોત્તમજીકૃત દ્રવ્યશુદ્ધિ)

...ક્રમશઃ

સંકલન :- દાસ ગોપાલ, જૈ જૈ શ્રીગોકુલેશ પરિવાર, વડોદરા





।। શ્રીગોકુલેશો જયતિ ।।

ગોકુલસ્ય તુ યો ગોપ્તા પુષ્ટિસુપથરક્ષિતા ।

જનિતા તુર્યવંશસ્ય ગોકુલેશં નમામિ તમ્ ।।

શ્રીગોકુલપતેર્ નિત્યં શુભદમાસ્પદં મહત્ ।

શ્રીવાલ્લભમતે નિષ્ઠં તુર્યપીઠં વયં નુમઃ ।।

**શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ ગુરુદેવ**

**ગોસ્વામી શ્રીદેવકીનંદનાચાર્યશ્રીના આશિર્વાદથી**

## શ્રીમદ્ ગોકુલ આવતા શ્રીચતુર્થગૃહના સેવકોને સન્મુખ-શ્રીચરણસ્પર્શ સંબંધી આવશ્યક માર્ગદર્શન

...ગતાંકથી આગળ

નોંધઃ - આપણા અલૌકિક શ્રીવાલ્લભ સિદ્ધાંત નિષ્ઠ શ્રીચતુર્થગૃહમાં બીરાજતા સર્વદા સેવ્ય દાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણ પ્રગટ બીરાજતાં શ્રીબેઠકજીએ સેવક-વૈષ્ણવોને શ્રીચરણસ્પર્શ માટે અનિવાર્ય નિયમો, તે જાણવા જરૂરી છે. જેથી આપણે જ્યારે પણ શ્રીમદ્ ગોકુલ જઈએ ત્યારે કોઈ તકલિફ ન પડે, તેથી આ આવશ્યક માર્ગદર્શન જાણી લેવું જરૂરી છે.

❖ શ્રીબેઠકજીમાંથી બહાર જતી વેળા પીઠ દઈને કદી જવું નહીં પરંતુ સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કર્યા પછી જ બહાર જવું.

❖ આ આપણો અલૌકિક લ્હાવો છે. અને જ્યારે પણ આપણે હવેથી શ્રીમદ્ ગોકુલ અલૌકિક ધામ જઈએ, પોતાના શ્રીગુરુદ્વાર શ્રીસર્વદા સેવ્ય શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણના દર્શને જઈએ, ત્યારે આ નિયમોને અવશ્ય ધ્યાનમાં રાખીને આ અલૌકિક પ્રબંધને કાયમ રાખવા પ્રતિજ્ઞા લઈએ, અને આપણા શ્રીદાદાજીને શ્રમ ન થાય, તેનું ખાસ ધ્યાન દઈએ.

❖ આપણી માટે આ અલૌકિક દ્વારના દર્શન કરવા એજ આપણું અહોભાગ્ય છે. સૌ પ્રતિજ્ઞા કરીએ, કે હવે જ્યારે આપણે શ્રીમદ્ ગોકુલ આવીએ ત્યારે આ નિયમો અવશ્ય પાળીશું.

❖ કેવળ શ્રીચતુર્થગૃહની કંઠીદીક્ષા અને / અથવા બ્રહ્મસંબંધ દીક્ષા લેનાર વૈષ્ણવોને જ અહીં શ્રીચરણસ્પર્શ કરવાનો અધિકાર છે, અન્ય કોઈ ગૃહનાં વૈષ્ણવો શ્રીચરણસ્પર્શ કરી શકતા નથી.

❖ શ્રીબેઠકજીમાં સામગ્રીભોગ (આજકાલ જે અન્ય શ્રીબેઠકજીઓમાં થાય છે તેમ) સેવક-વૈષ્ણવોથી ધરી શકાતો નથી તેમજ ઝારીજી પણ ભરી શકાતા નથી, માત્ર શ્રીચરણસ્પર્શ જ થઇ શકે છે.

❖ શ્રીમદ્ ગોકુલમાં સૌ પ્રથમ વાર આવનાર શ્રીચતુર્થગૃહના સેવકે અહીં પોતાના પ્રાણપ્રેષ્ઠ અને સર્વદા સેવ્યા શ્રીદાદાજી શ્રીગોકુલેશ પ્રભુચરણની સન્મુખ થવું અનિવાર્ય છે. આ માટે શ્રીચતુર્થગૃહના મુખ્ય કાર્યાલયમાં સેવા આપતા વૈષ્ણવને પ્રથમ વિનંતી કરવી અને તેમની સહાયથી દીનતા અને ભક્તિભાવપૂર્વક શ્રીબેઠકજી સન્મુખ થવું, અને સાષ્ટાંગ દંડવત્ પ્રણામ કરવા.

❖ સન્મુખ થયા બાદ, શ્રીબેઠકજીમાં શ્રીચરણસ્પર્શ કરવા ઇચ્છુક વૈષ્ણવ ભાઇ-બહેને પ્રથમ મુખ્ય કાર્યાલયમાં વિનંતી કરવી અને તે દ્વારા **શ્રીચતુર્થપીઠાધીશ્વર પૂજ્યચરણ શ્રીગુરુદેવ શ્રીદેવકીનન્દનાચાર્યશ્રી** પાસે સ્વયં ઉપસ્થિત રહી, શ્રીચરણસ્પર્શ માટે વિધિસર આજ્ઞા પ્રાપ્ત કરવી.

❖ સન્મુખ થનાર વૈષ્ણવે વ્રત કરતાં અગાઉ શ્રીપ્રભુની રસરૂપ પ્રસાદી સખડી લેવી અનિવાર્ય છે, અને ત્યારબાદ જ બીજા દિવસે વ્રત કરવું. જેની માહિતી શ્રીચતુર્થપીઠના મુખ્ય કાર્યાલય પરથી પ્રાપ્ત થઇ શકે.

❖ વ્રતના દિવસે માત્ર ફલાહાર અને દૂધ લેવાં. અન્ય કોઇપણ પ્રકારનો અન્નાહાર, પાન ગુટખા, ધૂમ્રપાન વગેરેનું સેવન કરવું નહિં.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)

*સેવક સેવ્યને જેવા રૂપનું જુએ છે તેવું રૂપ પોતાનું પણ પ્રાપ્ત કરે છે. જો કે તે સાધનો પાપ રહિત ભગવાનને અન્યથા કરવાને શક્તિમાન નથી તથાપિ જીવને અન્યથા કરે છે જ. તેથી જેવા રૂપથી સાધનથી અન્યથા ભાવ ન થાય તેવા રૂપવાળા જ ઈશ્વરની સેવા કરવી, જેથી નાશ થવાની શંકા રહે નહિ. પણ જો સેવકની બુદ્ધિ તેમાં (તે રૂપમાં) ઉપાધિમાં પરિણામ પામતી ન હોય તો બ્રહ્મ જાણનાર કરે છે તેમ જ્યાં ત્યાં સેવા કરવામાં પણ બાધ નથી.* (શ્રીસુબોધિનીજી ૧.૨.૨૩)





# પુષ્ટિમાર્ગ - લક્ષણ

## (પ્રમેય-રત્નાર્ણવ પુષ્ટિ વિવેકમાંથી)

૮. **ગુણગાન** :- જે માર્ગમાં ભક્તની વિયોગાવસ્થામાં શ્રીપ્રભુની ગુણગાનરૂપ ભક્તિ જ સ્વરૂપાનંદાત્મક ફલ આપવામાં સ્વતંત્ર છે, સંયોગરસસંબંધિ સ્વરૂપના આવિર્ભાવની સ્વતંત્રતા નથી, તે શુદ્ધપુષ્ટિમાર્ગ. પ્રેમના આવેગથી-આવેશથી ઉત્પન્ન થતાં શ્રવણ કીર્તન વગેરે જ સર્વ સુખરૂપ અનુભવ આપે છે તે શુદ્ધપુષ્ટિમાર્ગ.

૯. **લોકાદિના ભયનો ત્યાગ** :- જ્યાં ભગવદ્‌ભાવના આધિક્યથી પતિ, પુત્ર વગેરેનો ભય, પરલોકનો ભય સ્થાન મેળવી શક્તો નથી, ભગવદ્‌ભાવમાં કાલ, કર્મ, સ્વભાવ વગેરેની બાધક તરીકે સ્ફૂર્તિ થાય છે, તે શુદ્ધપુષ્ટિમાર્ગ માટે જ **અસ્વર્ગ્યમયશસ્યં** એ વાક્યથી વેદનો ભય, અને **વિચિન્વન્તિ હ્યપશ્યન્તઃ** એ વાક્યથી લોકનો ભય વ્રજાંગનાઓના પ્રેમાર્દ્ર હૃદયમાં ઉત્પન્ન થવા પામ્યો ન હતો.

૧૦. **ફલ** :- જે માર્ગમાં જીવ ભગવાન્ સાથે સંબંધ થાય તે જ ફળમાં સાધનરૂપ છે. તે સાધન દેહથી થનાર કે ભાવથી થનાર એ બન્નેમાંથી ગમે તે હોવો જોઇએ. વળી જે માર્ગમાં સંબંધ-સર્વ ઇન્દ્રિયોનો પ્રભુ સાથેનો સમાગમ, તે જ ફલ, તે શુદ્ધપુષ્ટિમાર્ગ છે. પ્રભુ સાથે સંભાષણ અને મળે ત્યારે દર્શન એ વાક્ય અત્ર પ્રમાણ છે. વળી તે સંબંધ પણ પ્રભુએ ભક્તને માટે કરેલી ઇચ્છાથી જ થાય છે. મારાથી અન્ય તેઓ (આર્ત્ત-ભક્તો) કંઇ પણ જાણતા નથી, અને હું પણ તેથી અન્ય નથી જાણતો. આ વચન પણ આજ ભાવાર્થને સુચવે છે.

૧૧. **બુદ્ધિ** :- જે માર્ગમાં પ્રભુના સંબંધ વાળા પદાર્થમાં ભગવદ્‌બુદ્ધિ થાય છે, અને તેથી વિરુદ્ધમાં બાધકબુદ્ધિ ઉદ્‌ભવે છે, અને ઉદાસીન તરફ સમબુદ્ધિ પ્રકટે છે તે પુષ્ટિમાર્ગ. માટે જ વ્રજભક્તોને ઉદ્ધવજીને જોવાથી પરમાહ્લાદ થયો છે. આ વાક્ય આ અર્થના આધારરૂપે છે. પ્રભુના શ્રીચરણકમલના આશ્રયરૂપ તે ઉદ્ધવને ઉત્કંઠિત ગોપીજનો વિંટાઇ વળ્યાં.

...ક્રમશઃ

સંકલનઃ- રાજેન્દ્રભાઇ કડકીયા (યુ.એસ.એ.)





# જૈ જૈ શ્રીગોકુલેશ

## સુંદર વહાલો અતિ મનોહર

સુંદર વહાલો અતિ મનોહર, શ્રીગોકુલનો નાથ
કેસર તિલક સોહામણું જીરે, અતિ છોગાલી પાઘ. (૧)
પુષ્પમાલા ભલી ભાવતી જીરે, કુંડલ ઝલકે કાન
મરકલડે મુખ જોવંતા, વાહાલાના, લોચન કમલ સમાન. (૨)
શ્રીગોકુલની શેરીએ જીરે, પધાર્યા પ્રાણેશ
રૂપતણું હું શું કહું, શ્રીપુરૂષોત્તમ પ્રગટેશ. (૩)
લલિત ત્રિભંગીનો વાલમો, જીરે રાસ બિહારીનાથ
જૂવતીજનના જૂથમાં, વાહાલો હસી હસી પૂછે વાત. (૪)
વ્રજસુંદરીજીનો વાલમો જીરે અબલાનો આધાર
દ્વિજરૂપે પ્રગટહવા નિગમ ન જાણે પાર. (૫)
નંદજીઘેરે ન્હાતા હુતા, ત્યારે ધરિયો શ્રીગોવર્ધન
ચૌદલોક આનંદિયા જય જયશ્રી ગોકુલચંદ. (૬)
નિર્ભય તિલકમાલા ધરી ત્યારે, વરત્યો જયજયકાર
અન્ય મારગી અલગા કીધા, ને રાખ્યો વેદ મરજાદ. (૭)
ચંચલ ચાલ સોહમણીજી રે, સુંદરવર સુકુમાર
પૂર્વ પ્રીતે પામીયાં જીરે, શ્રીવિઠ્ઠલ રાજકુમાર. (૮)
વાહાલાજીનું વદન નિહાલતાં, માહારી પલન ન પાછી થાય
ચરણારવિંદથી ચલૂં નહીને, અવર ન જાચું જાય. (૯)
માધવદાસ માગે સદા, માહારૂં માગ્યું આપો માહારાજ
વૈષ્ણવજન વાહાલા સદાને, શ્રીગોકુલમાં વાસ. (૧૦)

**યહ આનંદ સબકો બડભાગી;**
**સબ મંગલ સિરમોર મહોત્સવ આયો પરમ સોહાગી.** ૧
**ઘરઘર અતિ ઉત્સાહ મોદ મન, રહે પ્રેમરંગ પાગી;**
**સુંદર નખસિખલો સિંગાર સજે હેં, વલ્લભ અતિ અનુરાગી.** ૨

# કવિત

ઉદ્યમ કીયેતેં ન હાથ આવે કછુ જબ,

તબ મન આપુને કલેશ માનિ લીજીયે;

જીયકો બુરો ના કબહુ વિચારે જગદીશ,

શ્રીમુખ વચન કહ્યો સોઈ માનિ લીજીયે;

ચાહત સો કરત હૈ ઈચ્છા આપુનીકેબલ,

તૂ તો હૈ નિર્બલ, બલ સોઈ માનિ લીજીયે.

જીયકો વિચાર્યો ન કરેંગે કરે આપ બલ,

યે હિત અપનાયતકોં પેંડો માનિ લીજીએ. ૧૩

**શ્રીગોકુલનાથકી જય**

|| ShriGokulesho Jayati ||

## SHRISARVADA SEVYA SHRIDADAJI SHRIGOKULESH PRABHU'S COMMENTRY ON

# Bhaktivardhini

*(Strengthening Devotion)*

**ShriVallabh Vallabh kahat rahe, Sada ratat hu mukh su naam;**
**Jo japat sada sukh pavat rahe, Aise param sukh ko Dhaam.**
**ShriRai Aise sukh naam, jo biraje sada Vrajdham;**
**Charan Sharan karat aas sada, jinko Gokul NijDham.**

Bhakti Vardhini, This is a work of 11 verses indicating the way for the development of Bhakti (devotion). Devotion is of two kinds – *Saadhan Rupa* (Nine fold devotion, i.e. Shravan, kirtan, Archan, Vandan, etc) and *Sadhya Rupa* (expressed through love, i.e. Prem-Lakshana Devotion, the tenth fold). The first is considered as a means like Knowledge, etc, the second is as an end in itself. To acquire fitness for the grace of God, the devotee should have love for God. This love is a spontaneous feeling, which should not remain static, but should grow from more to more like a plant or a tree, which springs from a seed. But if the seed is not strong enough, its growth will be stunted. Such a plant will have only a short period of existence. Care should be taken to keep the seed of devotion strong by means of renunciation, hearing (shravan) and singing (kirtan) praises, hyms of God. The devotee should stay at home and be engaged withoyt any distractions, in worship, hearing etc. Inspite of distractions, he/she should not give up concentrating his mind in God. Thus only love for God will spring in his heart. There are three phases in development of Devotion. *Sneha, Aasakti* and *Vyasana*. When devotion culminates into *Vyasana*, it is a sign of the fruiction in the form of the Grace of God. His love for God, reciprocated by love of God is a reward in itself. These three stages are distinguished by their characteristics mentioned in Verse 4. In *Vyasana*, the devotee completely forgets the world and fixes his mind only in God by complete detachment from the worldly state. When he enters this stage, God Himself comes to him, and showers and pours His Grace on him, so that the devotion now reaches the climax and its ultimage goal. God – The Ultimate Reality – is identified with ShriKrishna in ShriGitaji. There ShriKrishna gives orders to Arjuna that he is the Supreme Reality, omnipotent, omniscient, and all pervading. He is endowed with six attributes of greatness, potency, glory, beauty, knowledge and disgust for the world. He is the majestic ruler and master of the world, superior to Akshara, which is no doubt Being, Conciousness and Joy form of God, yet its joy is limited. He is designated to the T.U. as Rasa – Love and is Perfect Joy. This being the conception of the God according to ShriMahaprabhu ShriVallabhacharyaji. He is to be realized or His joy is to be experienced by the devotee by Love that transcends all other kinds of Love. The devotee must love God for His own sake in the state of Union with God and listening to or singing praises of God when not engaged in service. – the separation. The Vyasana however is the final stage in which the devotee's soul achieves its object of participation into the joy of God, with Him. It is the state when the devotee cannot bear separation from God

even for a moment. In this stage, the devotee's soul is completely detatched from the world must be completely renounced and one's mind myst be thinking of God and God alone. For this he should cut-off all the ties of family life and social relations. He should live only in the company of the devotees who have acquired God's Divinity, far from busy throngs of man, in holy places where there is complete immunity from all external distractions. If one fears the possibility of distractions even in secluded places, the idea of residing there should be given up and one should stay in convenient place relying on a God as Protector. He should remember that God will not forsake the devotee's soul, when once its love is accepted by Him. In this work ShriVallabh vouches for the fact that the soul's devotion expressed through love – developing through *Sneha, Aasakti* and *Vyasana* will be appreciated by God.

**Natva Swacharryapadambhjam Krupamadhusupuritak |**

**Tatparagaktbudhya Vyakhyasye Bhaktivardhinim || 1 ||**

With the full of blessings formed honey by ShriAacharya, Bowing to ShriAacharya Charan-Kamal (Lotus Feet of ShriMahaprabhuji), after getting well understanding from the beautiful fragrance of Bhaktivardhini, I (ShriGokulnathji) hereby do Vyakhya .(Commentry). 1

**Tatbudhidrradhtasidhyaye Pitrupadarjansyaham |**

**Hyadhyay Pravrutosmi Nanyathepi Hi Nischitam || 2 ||**

For getting strong belief in this Text, my father (ShriGusaiji)'s ShriCharan (Feets) is been carried to my heart, and then i have engaged in doing the Commentry of bhaktivardhini and not for any other purpose ... 2

**Shishya** :- Gurudev! Why we do Manglacharan? Yet Aapshri had not started the Lectures on This sacred Text, and before starting the Text Aapshri had done this Manglacharan? Please do explain me.

**ShriGurudev** :- Mangalacharan is been done so that the new work when started gets completed without any obstacles. Nirvighna Samapti. Mangal + Aacharan = Mangalacharan. Mangal means for Subh, good, pure. And Aacharan means to be followed. The Aacharan is Pure. Such Pure is ShriGuru and ShriPrabhu's Naam, Roop, Guna, Leela related Hyms. This is Mangalacharan. So does ShriChaturthkumar ShriGokuleshPrabhucharan The Mangalacharan before Starting the Commentry of this Sacred Text of Bhaktivardhini (strengthen the Devotion). Mangalacharan Means Naman (bow down). In bowing down is not just to bow the head, but by bowing down the head, also by doing Namaskaar (joining two hands together) and doing pranam, Accompanies with the whole of the Body Language of doing Naman, with Tan (body) and Man (mind).

Mangalacharan is mainly done for three aspects.

1. For starting any of the new work, to get it without any obstacles, we pray to ShriHari (Lord) and ShriGuru.

2. It is one of the Tradition which we call as Avigheet Shishtachara. (Prasanshaniya )

3. ShriGurudev does Mangalacharan to give Shiksha to their Shishyas (followers) so that all the good things happens for their Shishyas. So we do Mangalacharan. So does ShriChaturthkumar ShriGokulesh Prabhucharan has done Mangalacharan before starting the Commentry of the Text of **Bhaktivardhini**.

**Shishya** :- Gurudev! 1 more question arises in my mind. With Aapshri's orders I present my question, Please do solve my query. My Question is that When ShriMahaprabhuji had written the Texts, then why the Other MahanuBhaav Aacharyas required to give the Commentries? Is it not sufficient that only we understand the Translations of the Sanskrit Verses of the Texts of ShriMahaprabhuji?

**ShriGurudev** :- Your question is valid and now u understand in very short that If u want to climb a mountain, u know the direct pathway, means the straight way from platue to the top of the mountain. But it is very difficult to climb the straight pathway. So what happens that the Intellectuals does, that they create a easy way, but somewhat longer. But they made the pathway round, round and reach the top. So to reach their, the time, energy gets lesser used and we reach very easily. Similarly When ShriMahaprabhuji had created any of the Text, may be from Shodash Granths (Sixteen Verses) or Any other texts, the Intellectuals of This Bhaktimarga the MahanuBhaav Aacharyas showed the pathway to reach from bottom to top, in easy way. Direct Translations of the Sanskrit verses helps to reach the top, But all cannot reach climbing the mountain of Bhaktimarg with Straight pathway. So The MahanuBhaav Aacharyas showed the easy way, in round round or zig-zag way, with easy climbing to Bhaktimarg. Ok! now we start with our Chapters of Strenghening Devotion in this Path of Devotion, i.e. Bhaktimarg. One more thing that by these commentaries we get the Shastras to learn, because these Commentrators had quoted the quotes from Shastras (scriptures of Sanatan Religion).

---

**ShriGurudev** :- *Now ShriChaturthkumar ShriGokulesh Prabhucharan is Starting with the Text with the 1st Stanza of this beautiful Sacred Book of Strengthening the Devotion (Bhaktivardhini). In the Commentry ShriChaturkumar ShriGokulesh Prabhu will Eloborate each and every Hidden meaning of the Words used by ShriMahaprabhuji in this beautiful Text, so that we can get the best enhance of this Text.*

**Yatha Bhakti Pravrudha Syathopayo Nirupyate |**

**Bijbhave Dhradhe tu syatyagatshravanakirtanaat || 1 ||**

*In this work, I (ShriMahaprabhuji) will explain the means by which devotion may grow to full strength. But, if the seed of love (for ShriKrishna) has already taken firm root, (devotion may grow to fullness) through renunciation that is characterized by hearing (the scriptures) and singing (the Lord's) praises.*

## || Vivrutti – Commentry ||

ShriGokulesh Prabhu is now elaborating the Hidden meaning of the Text, and now ShriMahaprabhuji in the main Stanza the Word "**Yatha",** Yatha means by the elements which will help to increase devotion in immense way in this bhaktimarg. "**Tatha**" by that method means elements, "**Nirupyate**" is been discussed. Here ShriGokuleshji elaborates 3 words Yatha, Tatha (Syat+**tatha**+upayo), and Nirupyate. Getting this cleared now we move on further. Means this Sacred Book considers the elements which are helpful in increasing – strengethening the Devotion.

**Shishya** :- Gurudev! One doubt Arises in my mind. Our Shastras including Purans had already described many methods or elements to Explore Bhakti. And on who explores Bhakti (devotion) He/she surely will be on the increasing path of Devotion. Gurudev! just as an example from Shrimad Bhagwata. Shrimad Bhagwat's 10th Canto describes as **"Dan-vrat-tapo-hom-jap-swadhyay-saiyam sadhyata iti"** (10-46-24). which means by doing daan (donation), jap (recitation), tap, vrat (fast), hom (Yagya), swadhyay (self meditation), etc done for ShriGokulesh (God) will result in exploring Bhakti. Also Gurudev! in the another reference from 11th Canto of Shrimad Bhagwata **"Shradha-mrut-kathyamam-ityapkramya"** (11-19-20), which means ShriKrishna gives orders that those who wanted to attain me by devotion, should keep a firm faith in the Stories of my Leelas. **"Evam Dharmer-manushyanam-udhav-atmanevadanm. Mayisanjayate Bhakti konyorathaswaishyate"** (11-19-24), which means Hey Uddhav!, those who follows the religion (dharma) and who keeps the firm faith and does all the Nivedan (offers everything to me), to them they get Devotion. And from 1st Canto of Shrimad Bhagwat **"Yasyai vai shruymanayam krishne param-purushe. Bhaktirootpadhye punsa: Shok-moh-Bhayapahe"** (1-7-7)which means just listening the hyms, katha of Purushottam Bhagwan ShriKrishna, that jeev gets enhanced to the best of Devotion, such followers-devottees does not do Shok, does not gets attracted to emotional attatchments, and gets rid of Frightens, etc. Moreover Gurudev! even from ShriGitaji's 18th Adhyay **"BrahmaBhoot: prasannatma n sochati n kankshati. Sam: sarveshu bhooteshu mad-bhaktim labhate param"** (18-54), which means the purush (jeev) who keeps faith in Brahma (lord) gets the exploration towards ParBrahma (ShriKrishna), Such jeev does not gets excited neither has any wish, and keeps similar bhaav for all the Living creatures, Such Jeevs is liable to get my Best Devotion. So Gurudev by few of the above quotations, with by best understanding shows the method/way of increasing Devotion. Yes it is true that how to get Devotion is shown here, may the thing is that how to strengthen the devotion is not shown, but Gurudev! by the order ShriMahaprabhuji, will the follower (devotee) gets strengthen of Devotion, how a Devottee can make this possible ? Gurudev! I might be wrong in interpreting the verses, but still when I gone through the translations, I found the above meaning. So Gurudev! Aapshri is the best judge for the Shastras and only Aapshri can explain me in the best possible True manner. So I request to Aapshri that please clear my doubt.

**ShriGurudev** :- It is true that there are many examples given in our Shastras, as u also quoted the Quotes from Shrimad Bhagwata, ShriGitaji. But read the above verses carefully, and try to understand the meaning of the Sanskrit verses. These quotes - verses shows the path of Exploring Devotion. Just Exploring

Devotion. Understand here properly. The quotes-verses, which u had quoted here shows how a follower, a devotee can explore devotion. These verses has not shown now a follower, a devotee should increase Devotion. These is the main difference in ur question and the Solution shown by ShriGokuleshji. So ShriMahaprabhuji had made this Sacred Text of Strengthening Devotion Bhaktivardhini. So in this path of Devotion, one must follow, hear to the Words of ShriAacharyaji ShriMahaprabhuji.

**Shishya** :- Gurudev! what aapshri said is true from the quotes which I mentioned previously from the Shastras. But with aapshri's blessings, referring to Shrimad Bhagwatji's 3-5-45th quote-verse **"Panen te dev kathasudhaya pravudhabhaktaya vishadashyaye. Vairagya saaram pratilam yam bodham Yathanjansanviyarthkunthadisyanyam."**, which means Oh my Lord! Your's Story is like Amrut, those who had listened once (has done raspaan), with Faith will surely get increase in devotion, with purifies Antakaran (inner soul), which will further lead to Vairagya (away from worldly matter) and will increase in devltion. So Gurudev! Scriptures from Shastras also had shown how to increase Devotion. So why did ShriMahaprabhuji took pains to create a new Text with Chapters showing how to Strengthen Devotion? When Shastras had shown the path, then creating other texts is not necessary. This is my doubt. I request to Aapshri, please do clear my doubts.

*………..will continue the Commentry*

**ShriGokulnath Ki Jai**

*We are grateful to our ShriGokulesh Pathshala team to present the English Translation of This Sixteen Sacred Book's Bhaktivardhini Book with the **Commentary of ShriChaturthkumar ShriSarvada Sevya ShriDadaji ShriGokulesh Prabhu**. We apologise in advance for the grammatical mistakes of the language, still we are making our best efforts to present the best way of understanding this Book of BHAKTIVARDHINI.*

*--- editor.*





# તાત તણો પ્રતિબિંબ રે રસના

વર્ષ ૨
અંક ૩
શ્રીયોગિની
એકાદશી
વ્રત
જેઠ વદ
૧૧, ૨૦૬૫




**શ્રીચતુર્થ પીઠાધીશ્વર શ્રીમાન્ શ્રીવલ્લભાચાર્યજી**
સં. ૧૯૬૯ (ગાદી પધાર્યા)

## શ્રીકન્હૈયા પ્રભુ કે વચનામૃત

એક સમય આગ્યા કીની જે હમેરો હે વાકુ દંડ કહા? પ્રગટ સ્વરૂપસું વિમુખ રહેનો સોઇ દંડ હે. ૪૦